






This book contains the so-to-say new or amended Yagna Vidhi which uses more of
“Hindu” or “Indian” outwardly-looks/words/terms in place of “Islamic” or “Arabic” terms used
In the original Yagn Vidhi since formation of Satpanth.
It is understood that this is done to attract Hindus.




You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader.

No specific pages. See whole book.





This book contains the so-to-say new or amended Yagna Vidhi which uses more of "Hindu" or "Indian" outwardly-looks/words/terms in place of "Islamic" or "Arabic" terms used In the original Yagn Vidhi since formation of Satpanth.
It is understood that this is done to attract Hindus.





અથર્વવેદીય આધારીત

# સતપંથ યજ્ઞવિધિ

(પૂજાના મંત્રો)

-: પ્રકાશક :-

સતપંથ પ્રકાશન સમિતિ

સતપંથ પ્રેરણા પીઠ, પીરાણા.

**પ્રકાશન :-**

શ્રી સતપંથ પ્રકાશન સમિતિ
શ્રી સતપંથ પ્રેરણાપીઠ, પીરાણા,
તા. દસક્રોઈ, જિ. અમદાવાદ-૩૮૨ ૪૨૫.
ફોન નં. : (૦૨૭૧૮) ૨૮૮૮૧૨, ૨૮૮૨૨૭, ૨૮૮૨૨૯

**પ્રથમ આવૃત્તિ :-**

ઈ.સ. ૧૯૯૧, સં. ૨૦૪૭
પ્રત : ૨૦૦૦

**બીજી આવૃત્તિ :-**

માર્ચ - ૧૯૯૪, સં. ૨૦૫૧
પ્રત : ૨૦૦૦

**ત્રીજી આવૃત્તિ :-**

જુન - ૧૯૯૮, સં. ૨૦૫૪
પ્રત : ૧૦૦૦

**ચોથી આવૃત્તિ :-**

ઓક્ટોબર - ૨૦૦૧, સં. ૨૦૫૭
પ્રત : ૧૫૦૦

**પાંચમી આવૃત્તિ :-**

માર્ચ - ૨૦૦૬, સં. ૨૦૬૨
પ્રત : ૧૫૦૦

**છઠ્ઠી આવૃત્તિ :-**

માર્ચ - ૨૦૧૦, સં. ૨૦૬૬
પ્રત : ૧૦૦૦



**મુદ્રક :- સ્મૃતિ ઓફસેટ,**
જી/૧૨, ન્યુ માધુપુરા માર્કેટ, પોલીસ કમિશ્નર કચેરી પાસે,
શાહીબાગ, અમદાવાદ. ફોન : (૦૭૯) ૨૫૬૨૪૩૯૦/૯૨


realpatidar.com
"ओम - दर्शन"
ब्रह्मा
विष्णु
महेश
त्रयः सुपर्णास्त्रिवृता यदायन्ने काक्षरमभि-संभूय राक्ताः ।
प्रत्यौहन्मृत्युममृतेन साकरमन्तर्दधाना दुरितानि विश्वा ।।
(२८/८, अथर्व.)
जब समर्थ तीन सुवर्ण तिहरे होकर एक अक्षर में सब प्रकार मिलकर रह रहे हैं। वे अमृत के साथ सब अनिष्टों को मिटाकर मृत्यु को दुर करते है।
तीन बड़ी शक्तियाँ है जो एक अक्षर (ॐ) में रहती हैं उस अमृत से सब अनिष्ट दूर होते है और मृत्यु का भी भय नहीं रहता है। एक अक्षर ओम् में अ - उ - म् रुपी तीन महा शक्तियाँ निहित है। ये अकार, उकार व मकार रुपी तीन शक्तियाँ हैं जो तीन अक्षर यज्ञोपवीत के तीन सूत्र समम्तने चाहिए। इन तीनों ते संयोग से ओंकार रुपी महानाद उत्पन्न होता है। ये तीन अक्षर तीन अवस्थाआँ जाग्रत स्वप्न व सुषुप्ति ते प्रतिक हैं जो मानव जीवन में व्याप्त है ओंकार नाद से आनन्द की अनुभूति करनी चाहिए और मन की एकाग्रता बढ़ानी चाहिए । स्थिर बुद्धि से किये गये पुरुषार्थ अनिष्ट से बचातें हैं और मृत्यु भय नहीं होने देते हैं ।
realpatidar.com

# मातरः सर्वभूतानां गावः सर्वसुखप्रदाः ।



**एतद् वै विश्वरुपम् सर्वेरुपम् गो पम्** (अ.कांड. ९ सु. ७ मं. २५)

**अर्थ :** (एतत् वै गोरुपं) यह निःसन्दहे गौका रूप है, यही (विश्वरुपं सर्वरुपं) गौका विश्वरूप और सर्वरूप है ॥ ॥२५॥

**वशा घौर्वशा पृथिवी वशा विष्णुंः प्रजोपतिः ।**
**वशापो दुग्धमेपिबन्त्साध्या वसेवश्च ये ।३०।** (अ.काड १० सु. १० मं. ३०)

**अर्थ :** (वशा घौः) वशा घौ है, (वशा पृथिवी) वशा ही पृथिवी है, (वशा प्रजापति विष्णुः) वशा ही प्रजापालक विष्णु है । (ये साध्याः वसवः च) जो साध्य और वसु है, वे - (वशायाः दुग्ध अपिबन्) वशा गौका दूध पीते हैं ॥३०॥

**वशायो दुग्धं पीत्वा साध्या वसेवश्च ये ।**
**ते यै ब्रध्नस्ये विष्टपि पयों अस्या उपोसते ।** (अ. कांड १० सु. १० मं. ३१)

**अर्थ :** (ये साध्याः वसवः च) जो साध्य और वसु हे वे (वशायाः दुग्धं पीत्वा) वशा गौका दुध पीकर पश्चात् (ते वै ब्रध्नस्य विष्टपि) वे स्वर्ग के स्थान में (अस्याः पयः उपासते) इसके दूधकी प्राप्ति करते है ॥३१॥

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम ॥

हनिष्यंति कले रंते म्लेच्छो तुरंग वाहनः।
धर्म संस्थापनार्थाय तस्मै कलकयात्मने नमः ॥

पंचरत्न गीता - १०

ભાવાર્થ : ધર્મની થયેલી હાની પછી ધર્મની પુઃન સ્થાપના માટે કલીયુગને અંતે અશ્વારૂઢ થઈને જે અવતાર ધારણ કરશે તે કલ્કી ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

# અનુક્રમણિકા





ૐ ૐ



ૐ ૐ

●●●

ૐ ૐ

## જગદ્‌ગુરુ સતપંથાચાર્યશ્રીના આદેશ સાથે શુભ આશીર્વાદ



**પ. પૂ. જગદ્‌ગુરુ નાનકદાસજી મહારાજશ્રી**

સતપંથી ભકતજનો-અનુયાઈઓ

આ પુસ્તક ને સુતક કે અસ્પર્શ અવસ્થામાં સ્પર્શ ન કરવો, ને એવા સમયે પુસ્તક ઉપર પડછાયો ન પડે એ માટે આ પવિત્ર પુસ્તકને સ્વચ્છ કેશરી રંગના કાપડમાં બાંધી, હંમેશાં પૂજાના સ્થાનમાં રાખવું જોઈએ. આ પુસ્તકની પવિત્રતા અને સન્માન ન જળવાય તો તે દોષપાત્ર ગણાય. આ અમુલ્ય માનવ દેહ મળ્યો છે. ત્યારે આ પુસ્તકમાં મંત્રો દ્વારા નિત્ય પ્રાર્થના તેમજ પ્રભુને વંદના કરી શક્તિ મેળવી ઋણ મુક્ત થઈ આપણું આ મનુષ્ય જીવન ધન્ય બનાવી માનવ દેહનો ફેરો સફળ કરીએ તેવી અંત:કરણ પૂર્વક શુભેચ્છા પાઠવું છું.

એજ લી.

જગદ્‌ગુરુ સતપંથાચાર્યશ્રી નાનકદાસજી મહારાજના શુભ આશિષ.

પ્રેરણા પીઠ, પીરાણા.

ૐ ૐ

ॐ ॐ

# ગુરુવંદના (પ્રાર્થના)

(૧) ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ, ગુરુ દેવો મહેશ્વરા...।
ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ તસ્મયે શ્રી ગુરુદેવે નમઃ ॥

(૨) ધ્યાન મૂલમ્ ગુરુમૂર્તિ, પૂજા મૂલમ્ ગુરુ પદમ્ ।
મંત્ર મૂલમ્ ગુરુવાકય મોક્ષ મૂલમ્ ગુરુકૃપાય ॥

(૩) પદવંદન કરું ગુરુદેવનું, જે સકળ ગુણ ચતુર સુજાણ
પૂર્ણ બ્રહ્મ દ્રષ્ટે કરી, અચળ પુરુષ પુરાણ.
પૂજન કરું ગુરુપદનું, જેથી ચૌદે લોક પુજાય
શેષ બ્રહ્મા, શકિત, મળી, ગુણ ગુરુજીના ગાય.
કૃપા હોય જો ગુરુદેવની, તો ટળે ચોર્યાશીના તાપ
જન્મ મરણની આપદા, છૂટે આપો આપ.



ॐ ॐ

# પ્રકાશકના બે બોલ

આપણા સતપંથ ધર્મની ઘટ પાટની પૂજા યજ્ઞ વિધિ અથર્વવેદના આધારે આપણા ઈષ્ટદેવ સદ્ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે, આજથી લગભગ પાંચસો નેવું વર્ષો પહેલાં, નવ પ્રતિષ્ઠિત દિગ્દર્શીત કરીને પ્રબોધી છે. તેત્રીસ કરોડ દેવોની હાજરીમાં, ૐકારના પવિત્ર ઉચ્ચારણથી દરેક મંત્રની શરુઆત થાય છે.

ચોથા વેદ એવા અથર્વવેદના મંત્રોનાવિધાન અનુસાર આ યજ્ઞ કોઈપણ વ્યક્તિ યજ્ઞના નીતિ-નિયમો અને વિવેક-મર્યાદા જાળવીને કરી શકે છે. વેદવાણી નિત્ય નવીન છે, આજના ઝડપી વિજ્ઞાનયુગમાં તે એટલા જ પ્રસ્તુત છે જેટલા પ્રાચીન કાળમાં હતા. વેદ-વાણી કદીએ વાસી કે જૂની થતી નથી, કારણ કે તેની વાણીમાં ત્રિકાલાબાધિત સત્યનું ઉચ્ચારણ છે.

ચાર વેદ શ્રી બ્રહ્માજીનાં ચારે મુખમાંથી પ્રગટ થયેલ વાણી છે. તે મનુષ્ય કૃત નથી. આથી વેદો અપૌરુષેય કહેવાયા છે. વેદો મૂળભૂત રીતે દેવ ભાષા સંસ્કૃતમાં રચાયેલા મહાગ્રંથો છે. આજના અવળા પ્રચારને કારણે, આવી દેવભાષાને ભણેલા-ગણેલા લોકો મૃત-ભાષા કહે છે. વેદોની ભાષા સમજવી આમેય કઠિન છે. ને તેમાંય આ તો સંસ્કૃત ! આથી સંસ્કૃતને મૃત ભાષા માનનાર એવા આપણે, વેદોનો અભ્યાસ કરવાનું બંધ કર્યુ અને વેદાભ્યાસની લાયકાત ગુમાવી. આ અવનતિનું પરિણામ એ આવ્યું કે આપણી સાંસ્કૃતિક અસ્મિતાને ઉજાગર કરનારી આવી દેવ ભાષાને સમજવાની આપણા જન-સાધારણમાં કોઈ બુદ્ધિશક્તિ રહી નહિ.

આથી જ, અથર્વવેદ પ્રબોધિત સતપંથની વારિ-યજ્ઞની વિધિનો આ ગ્રંથ સર્વ જન-સાધારણ સમજીને આચરી શકે તેવી શુદ્ધ માતૃ-ભાષામાં પ્રસિદ્ધ કરી રહ્યા છીએ. આપણે આ મહા-પૂજા વિધિ ને સ્વીકારેલ છે.

વેદમાં પ્રારબ્ધવાદ અને દીનતાને સ્થાન નથી. પણ પ્રચંડ પુરુષાર્થનો ઉપદેશ છે. તેમાં દિવ્ય, તેજસ્વી જીવન-વિદ્યાનો બોધ છે. મનુષ્ય તેજસ્વી, પુરુષાર્થ ભર્યું જીવન જીવે અને ઈશ્વરના અનુગ્રહને લાયક બને એવી ઘોષણા વેદમાં છે. આથી જ યજ્ઞ-વિધિના વેદ મંત્રોમાં તેજસ્વી વાણી દ્વારા દેવોનુ યજ્ઞમાં આહ્‌વાન કરવામાં આવે છે. તેત્રીસ કરોડી દેવો આ યજ્ઞમાં અદ્રશ્યપણે હાજર રહે છે.

અનાદિ-અનંત પરિબ્રહ્મ નારાયણની પૂજા માટેની, અથર્વવેદ પ્રણિત અને પ્રતિષ્ઠિત એવી આ ઘટ પાટની વારિ યજ્ઞ વિધિમાં વેદ મંત્રોમાં અપાર શક્તિ ભરી છે. અથર્વવેદના ત્રીજા કાંડના આઠમા સૂક્તના છઠ્ઠા મંત્ર પ્રમાણે યજ્ઞ ક્રિયામાં આપણું શુદ્ધ મન જોડી દેવાથી, આપણે યજ્ઞમાં ઈશ-શક્તિની સાથે જોડાઈએ છીએ. વેદના પ્રમાણ અને અનુભવમાં શંકાને લેશ-માત્ર સ્થાન નથી. વેદમાં શંકા હોવી તે આપણા અલ્પ, શૂદ્ર અને અધુરા અપવિત્ર મનનું કારણ છે. અથર્વવેદનો સંદેશ છે કે -

**एको सत्विप्रा बहुधा वदन्ति ।**

લાંબા સમયથી આપણા સતપંથ સમાજના આવા યજ્ઞ વિધિના ગ્રંથ માટે માગણી થતી હતી. આથી આ ગ્રંથના પ્રકાશક : સતપંથ પ્રકાશન સમિતિએ અપાર જહેમત ઉઠાવી, પ.પૂ. આદ્ય જગદ્‌ગુરુ સતપંથાચાર્યશ્રી કરશનદાસજી મહારાજની પ્રેરણાથી અને તેમના આશીર્વાદથી ધર્મના જાણકાર વિદ્વાનોને એકત્રિત કરી તેમની સમક્ષ ગ્રંથની યોજના મૂકી. યજ્ઞ-વિધિનો ગ્રંથ તૈયાર કરવાનું શરુ કર્યું. તેમાં અથર્વવેદના મૂળ મંત્રોનું સંશોધન અને તેના ભાવાર્થ સાથે સંપાદન કરવામાં આવ્યું.

જે સંજોગોમાં આ ગ્રંથનું મુદ્રણ થયું છે. તે સંજોગો અનેક દૃષ્ટિએ વિશિષ્ટ હતા. આવાં કાર્યોમાં ઈશ્વરની કૃપા અનુભવ્યા પછી તેનો ભાર હૈયું

ૐ ૐ

ઝીલી શકતું નથી અને ગદ્‌ગદિત થઈ જાય છે. આપણા જેવા પામર મનુષ્યથી શું બને ? ઈશ-કૃપા વિના કશુ શક્ય નથી.

આ ગ્રંથ તૈયાર કરનાર અલ્પ-મતિ, અશુદ્ધ-મતિ, અપવિત્રતાથી ભરેલા મનુષ્યો જ છે. આથી આ ગ્રથમાં મુદ્રણ-દોષો, અર્થ-દોષો, શબ્દ-દોષ, વિગત-દોષ રહી જવા પામ્યા હશે જ. ઘણી કાળજી રાખવા છતાં ગ્રંથમાં કયાંક પણ કોઈ પણ પ્રકારની ક્ષતિઓ જણાય તો આપણો વિશાળ મનનો સતપંથ સમાજ ઉદાર ભાવે તે ક્ષમા કરશે જ એવી અપેક્ષા રહે છે. વાંચનાર, આ ગ્રંથની ક્ષતિઓ તરફ ધ્યાન દોરશે તો, તેની બીજી આવૃત્તિ પ્રસંગે તે અતિ ઉપયોગી થઈ પડશે.

આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં જે નામી અનામી ધર્મ-પ્રેમી સજ્જનોએ પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે મદદ કરી છે, હુંફ આપી છે, તે સર્વનો ખરા અંત:કરણથી આભાર મનીએ છીએ.

અંતમાં સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ સર્વને સદ્‌બુદ્ધિ આપો અને વેદ ધર્મનો નવ-ખંડમાં જયજયકાર હો એજ અભ્યર્થના

સર્વે ભક્ત જનો બોલો

**ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનની જય**

**: પ્રકાશક :**

શ્રી સતપંથ પ્રકાશન સમિતિ

પ્રેરણા પીઠ, પીરાણા, તા. દસક્રોઈ,

જિ. અમદાવાદ-૩૮૨૪૨૫.

ૐ ૐ

ૐ ૐ

# સતપંથ સ્વરૂપ

**(૧) દૃઢ નિશ્ચય (૨) પ્રતિજ્ઞા (૩) નિયમ**

**દૃઢ નિશ્ચય :** (૧) સત્ય (૨) પુરુષાર્થ (૩) પ્રેમ
(૪) સમાનભાવ (૫) અહિંસા (૬) પરોપકાર (૭) ક્ષમા

**ઉપરના તત્ત્વોનું પાલન દૃઢ નિશ્ચયથી કરવું.**

(અ) **સત્ય :** બોલવા અને આચરણમાં હંમેશા સત્ય અને નિષ્કપટ બુદ્ધિ અને મૃદુવાણીનું અવલંબન કરવું.

(આ) **પુરુષાર્થ :** ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

(૧) **ધર્મ :** વેદોક્ત માર્ગનું પ્રેમથી આચરણ કરવું.

(૨) **અર્થ :** જાત મહેનત અને પ્રમાણિકતાથી ધન મેળવવું. આ સાત્ત્વિક સંપત્તિ કહેવાય, પણ અન્યાય, જુલમ કે ખોટા માર્ગે મેળવેલી સંપત્તિનો ઉપભોગ કરનાર માણસ હીન બને છે. તેથી ન્યાય અને નીતિના માર્ગેથી જ ધન મેળવવું.

(૩) **કામ :** વિષય સેવન કે ઈન્દ્રિયોના ક્ષણિક ઉપયોગમાં ભેરવાઈ ન રહેવું. વાસનાઓ જીતી ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવવો.

(૪) **મોક્ષ :** વેદ વિહિત મુક્તિ માર્ગની સાધના મુજબ વર્તન રાખી મુક્તિનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું. એમ કરવામાં આવશે તો જ માનવજન્મ સાર્થક થશે. અન્યથા માનવ અને પશુમાં ફરક નહીં રહે.

(ઈ) **પ્રેમ :** કોઈના પ્રત્યે દ્વેષ, તિરસ્કાર કે અદેખાઈ ન રાખતા, એકબીજા પ્રત્યે પ્રેમભાવથી રહેવું. દોષો તરફ ન જોતાં ગુણ ગ્રહણ કરી પ્રેમથી રહેવું.

(ઉ) **સમાન ભાવ :** આપણામાં અને બીજમાં રહેલો આત્મા એક જ છે એવી આત્મૌપજ્ય બુદ્ધિ રાખવી. આપણે બધા એક ઈશ્વરના બાળકો છીએ. કોઈ નાનું મોટું નથી એ દૃષ્ટિથી બધા સાથે બંધુત્વ ભાવથી રહેવું.

(એ) **અહિંસા :** સતપંથ માર્ગમાં અહિંસા એ એક મહાન તત્ત્વ છે. પશુ પક્ષી કે અન્ય પ્રાણીને મારવાથી જ હિંસા થાય છે તેમ જ વાણીથી 'માર !' એટલું કહેવાથી કે લાગણી દુભાવવાથી પણ હિંસા થાય છે. એથી નૈતિક અધઃપતન થાય છે.

(ઐ) **પરોપકાર :** સન્માર્ગે જનારા પ્રત્યેકને મદદ આપવા હંમેશા તૈયાર રહેવું. શુદ્ધ બુદ્ધિથી અને નિષ્કામભાવથી દુઃખી જનોની સેવા કરવી અને દરેકના કલ્યાણની ભાવના રાખવી તેમજ સત્પુરુષોની સેવા કરવી.

(ઓ) **ક્ષમા :** આપણને દુઃખ કે કષ્ટ આપનારને ક્ષમા આપવી એ આપણીફરજ છે.

(૨) **પ્રતિજ્ઞા :**

(અ) સતપંથની દરેક પ્રતિજ્ઞાનું પાલન કરવું, સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજે વ્યવહાર કર્તવ્યપાલન, અને ધર્મકાર્યમાં કેવી રીતે આચરણ રાખવું તે સંબંધે કરેલા નિયમોનું પાલન કરવું.

ૐ ૐ

(આ) **બાળકોને સત્પંથની શિખામણ આપવી :** પોતાનાં સંતાનોને બાળપણથી જ ધર્મ શિક્ષણ પણ આપવામોં આવશે તો જ સંસ્કૃતિ ટકશે.

(ઈ) **અંધશ્રધ્ધાનો ત્યાગ અને જ્ઞાન દૃષ્ટિનું અવલંબન :** અજ્ઞાન કે અંધશ્રદ્ધાથી રહેવામાં ખતરો છે. તેથી વેદ, ઉપનિષદો વગેરે સત્શાસ્ત્રો ઉપર તેમજ સદ્ગુરુવચન ઉપર દઢશ્રદ્ધા અને નિષ્ઠા રાખવી.

(૩) **નિયમ :** (અ) શરીર શુદ્ધિ (આ) હૃદય શુદ્ધિ (ઇ) વ્રત (ઈ) ઉપાસના (ઉ) ધ્યેય

**(અ) શરીર શુદ્ધિ :** લાઈસુતક વૃદ્ધિ-જનન શૌચ) સ્ત્રી, પ્રસૂત થયા પછી તેણીએ સવા મહિનો એટલે ૪૦ દિવસ અને ગોત્રજોએ ૧૧ દિવસ સુધી સૂતક પાળવું. મરણ સૂતક, મરણ પ્રસંગે ગોત્રજોએ ૧૧ દિવસ સુધી સૂતક પાળવું, રજસ્વલા-સ્ત્રીઓ ૪ દિવસ સુધી કોઈને સ્પર્શ કરવો નહીં. સ્નાન શૌચાદિ બાબતોમાં શાસ્ત્ર મુજબ વર્તવું અને સદ્ગુરુ વચન મુજબ (ચરણામૃતથી તથા) તીર્થમંત્રોપચારાદિથી શુદ્ધ થવું.

**(અ) હૃદય શુદ્ધિ :** અમલી (કેફી) પદાર્થો એટલે લસણ, ડુંગળી, હિંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, માંસ-મદિરા વગેરે નિષેદ્ધ વસ્તુઓનો ત્યાગ કરવો. કારણ કે આ પદાર્થોના સેવનથી માણસને નુકસાન થાય છે અને પ્રભુ ભજનથી પરાવૃત થવાય છે. વ્યાજ સવાઈ વ્યાજ અને પરસ્ત્રીગમન - ચિંતનથી પણ મનુષ્યને હીનતા આવે છે. માણસ આત્મચિંતનથી દૂર રહે છે અને આસુરી સંપત્તિ વધે છે. આ મહાપાપમાંથી મનુષ્યનું અધઃપતન થાય છે, તેથી વેદમાં નિષેધ કરેલ વસ્તુઓનો ત્યાગ કરી સાત્ત્વિક પદાર્થોનું સેવન કરવું. આથી હૃદય શુદ્ધિ થાય છે. મન પ્રભુ ભજનમાં તલ્લીન થાય છે. દૈવિ સંપત્તિ વધે છે.

**(ઇ) વ્રત :** યુગ ધર્મ મુજબ દરેક મહિનાની સુદી બીજનું વ્રત કરવું, તેમજ થાવર બીજનું મહાવ્રત કરવું. તેમજ દસવંત સૂકૃતિ, પુણ્યતિથિ, શ્રાદ્ધ, ઉત્તર કાર્ય, પિંડ શ્રાદ્ધ વગેરે બાબતો સતપંથ પૂજાવિધિ પ્રમાણે કરવી. મહાશિવરાત્રી, રામનવમી, ગોકુળ અષ્ટમી, ગુરુપૂર્ણિમા, નવરાત્રી, ગણેશચતુર્થી, દિવાળી, અગિયારસ, ચૌદસ, અમાસ એ તિથિનું વ્રત પાલન કરવું.

**(ઈ) ઉપાસના :** નિત્ય દિનમાં ચતુષ્ટ સંધયા કરવી.

(૧) પ્રભાતે - સૂર્યોદય પહેલાં.
(૨) બપોરે - બાર વાગ્યે.
(૩) સાંજે - સૂર્યાસ્ત સમયે.
(૪) મધ્યરાત્રિ - મધ્યરાત્રિએ.

પ્રણવ મંત્રનું ધ્યાન ચિંતન કરવું અને સતપંથના વચનાનુસાર વરુ ણદેવ વારીયજ્ઞ ઘટપાટ પૂજા કરવી.

(ઉ) **ધ્યેય :** આજ કળિયુગના અંતિમ દશામાં અવતાર આદ્ય વિષ્ણુ શ્રી નિષ્કલંકી નારાયણ તેમજ આદ્યશક્તિ માતાને તેમજ પ્રણવ મંત્ર "ૐ"ને ધ્યેય પુરુષ માનવા.



# સતપંથીઓ માટે આચાર સંહિતા

(૧) દેવ-દર્શન :-

સાંજે સંધ્યા સમયે તેમજ પ્રભાતની સંધ્યા સમયે મંદિરમાં થતી આરતીમાં હાજર રહી શકે તેવી તમામ વ્યક્તિઓએ સેવા-આરતીમાં અવશ્ય હાજરી આપવી.

મંદિરમાં ધૂપ ફેરવી વાતાવરણ સ્વચ્છ-પવિત્ર કર્યા પછી શ્રી નિષ્કલંકી નારાયણના આસનની આરતી ઉતારવી.

સર્વ દેવ-ઋષિવરના નમસ્કારના મંત્ર- ઉચ્ચારણ બાદ, સર્વે ઉપસ્થિત જનોએ પ્રણાલિકાગત રીતે પગેલ લાગવું.

પાય લાગણ વિધિ બાદ સર્વે ઉપસ્થિત જનો સન્મુખ જઈ વ્યક્તિગત નમસ્કાર કરવા.

આ વિધિની સમાપ્તિ બાદ આસન પર બેસવું, અને ગુરુ-મંત્રનું સ્મરણ-રટણ કરતાં કરતાં અંતર્મુખ થવું.

મંદિરમાં સેવા-આરતીની સમાપ્તિ બાદ દર્શન કરવા આવનારે, ધ્યાનમાં બેઠેલાનું ધ્યાન ભંગ કરવું નહિ.

આ સમય દરમ્યાન કોઈએ કોઈ પણ જાતનો અવાજ કરવો નહિ, તેમજ થવા દેવો નહિ.

"દેવ મંદિર એ જીવન શક્તિ પ્રાપ્ત કરવાનું પાવર હાઉસ છે." તેમ

સમજી દરેક વ્યક્તિ મંદિરમાં થતી સેવા આરતીમાં હાજર રહે તેવું ભક્તિ-ભાવમય વાતાવરણ વડીલોએ ગામમાં ઉભું કરવું. તેટલા સમય પૂરતા ટી.વી. જેવા મનોરંજન કાર્યક્રમો બંધ રાખવા.

મંદિરમાં દરરોજ સવાર-સાંજ બે વખત ચરણામૃત બનાવવું.

સવાર-સાંજ, દેવ-દર્શને જતાં પહેલાં, શક્ય હોય તો સ્નાન કરવું, અથવા હાથ-પગ-મોં ધોવાં, સ્વચ્છ, પવિત્ર વસ્ત્રો પહેરવાં, માથે ટોપી અને ખભે ખેસ તે દેવદર્શને જવાનો ગણવેશ છે. સંજોગોવસાત્ ગણવેશ ન હોય તો પણ દેવદર્શને જઈ શકાય છે. બાળકને જેમ સ્કૂલમાં ગણવેશની આવશ્યકતા છે. તેથી વિશેષ મર્યાદા દેવ-મંદિરમાં આપણે જાળવવી જોઈએ. આ ગણવેશ આપણને, દેવ-મંદિરે જઈ રહ્યા છીએ તેની યાદ અપાવે છે.

મંદિર જતાં પોતાના શરીરની મર્યાદા જળવાય તેવાં વસ્ત્રો પહેરવાં જોઈએ.

**(૨) વારી યજ્ઞ-(પૂજા-વિધિ) :-**

દર ગુરુવારે તેમજ અન્ય સમયે મંદિરમાં થતાં વારિ-યજ્ઞમાં ગામની દરેક વ્યક્તિએ યજ્ઞમાં ઉપસ્થિત રહેવું.

કળશ ઉપર અક્ષત તારાવ્યા પછી જ સર્વે ગત-ગંગાએ આસન પર બેસવું.

દરેક મંદિરમાં તુલસી-ક્યારો રાખવો. અને યજ્ઞનાં વાસણો ધોયેલું. પાણી તુલસી-ક્યારામાં રેડી દેવં. પૂજા સમયે કળશમાં જળ ભરવું (દૂધ નહિ.)

વારિયજ્ઞ-પૂજામાં વપરાતાં દ્રવ્યો, જેવા કે, અગર, ચંદન, ગુલાબ-જળ, અત્તર, ફૂલ વગેરે કળશના જળમાં ન પધરાવવાં. કળશને કિનારે માત્ર તે પદાર્થોને અર્ઘ્ય આપવો. મુખી મહારાજે મંત્રોચ્ચારણ ઉંચા અને લય-બદ્ધ અવાજે કરવા.

મુખી મહારાજે તથા સેવક કુંભ-કળશની મહાપૂજા વખતે પવિત્રતા જળવાય તે માટે નાકનો અગ્રભાગ અને મુખ ઢંકાય તે રીતે મુખપટ્ટો અવશ્ય બાંધવો.

વ્યાસપીઠની ગાદીએથી યજ્ઞ-વિધિ પુસ્તક વાંચવા માટે મંત્ર વાંચવામાં બિલકુલ ઉતાવળ કરવી-કરાવવી નહિ. મંત્રો લયબદ્ધ રીતે, ઉંચા અન ભક્તિભાવ ભર્યા અવાજે વાંચવા. યજ્ઞમાં ઉપસ્થિત રહેનારે પૂજા વિધિમાં ધ્યાનમગ્ન રહેવું કળશમાં ચરણામૃત તૈયાર થયા બાદ, પૂજામાં ઉપસ્થિત દરેક વ્યક્તિને તેના આસન પર જ આપવું.

યજ્ઞના થાળ બનાવનારે, થાળની પવિત્રતા જળવાય તે માટે નાકનો અગ્રભાગ અને મુખ ઢંકાય તે રીતે મુખપટ્ટો અવશ્ય બાંધવો. તથા પૂરી શ્રદ્ધા-ભક્તિથી, પવિત્રતાથી શુધ્ધ ઘી, દૂધ, ઘઉંનો લોટ તેમજ ખાંડમાંથી થાળ બનાવવો. બહારથી માત્ર ફળફળદી લાવવાં, મીઠાઈ વગેરે લાવવાની જરુર નથી.

"આ થાળ હું જગત નિયંતા પ્રભુને ધરાવવા માટે બનાવું છું." એવી શ્રદ્ધા-ભક્તિ હૃદયમાં ધારણ કરી રાખવી.

વારિ યજ્ઞ-વિધિ અથર્વવેદ પર આધારિત છે, તેથી તેમાં શંકા ન કરવી.

યજ્ઞની કોઈપણ ક્રિયામાં દુનિયા-વ્યવહારની દોષ-દ્રષ્ટિ દાખલ ન કરવી. પૂજા સમાપ્તિ બાદ પ્રસાદ વહેંચનારે સમ-દ્રષ્ટિ રાખવી. યજ્ઞ પૂરી શ્રદ્ધા-ભક્તિથી કરવો અને કરાવવો. યજ્ઞ સમાપ્તિ બાદ નીચેની જય બોલાવવી.

(૧) ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનની જય

(૨) ૐ શ્રી સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજકી જય

(૩) ૐ શ્રી આદ્યશક્તિ માતાની જય

(૪) ૐ શ્રી સતપંથ સનાતન ધર્મની જય

ૐ ૐ

**(૩) અવસાન ઉત્તર ક્રિયા :-**

મૃતદેહને પવિત્ર જળથી સ્નાન કરાવવું, સફેદ વસ્ત્રો પહેરાવવાં. ચારે અંતિમ ક્રિયાઓ (દાગ) વૈદિક છે. અંતિમ ક્રિયા (ભૂમિદાગ) યુગ આનુસાર અથર્વવેદ આધારીત કરવી.

સ્મશાનમાં સમાધિ આપવાની હોય તો મૃત-દેહને દક્ષિણ-દિશા સન્મુખ, આસન પર બેસાડવો, સમાધિ ઢાંકી દેવી.

સતપંથ ધર્મમાં મૃત્યુબાદ મનુષ્ય શરીરને ભુમિદાગ (સમાધિ) આપવામાં આવે છે તે ભુમિદાગ સંપૂર્ણ વેદ આધારીત છે. અને અથર્વવેદમાં દર્શાવેલ વૈદિક રીત રસમો પ્રમાણે ચાલે છે. ભુમિદાગ એટલે કે મૃત શરીરને જમીનમાં ૪ ફુટ બાય ૩ ફુટની પહોળાઈ લંબાઈ અને ૫ ફુટ ઉંડાઈ ધરાવતું સમાધિ સ્થળ બનાવવામાં આવે છે. અને સમાધિષ્ઠ પ્રમાણે બેસાડીને પવન પાવડી તેમજ જપમાળા તેમજ વેદમાં બતાવેલ સુગંદિત દ્રવ્યો અર્પણ કરવામાં આવે છે. ત્યારબાદ સમાધિના તળની ઉંડાઈથી અંદાજે ત્રણ ફુટ ઉપર શિલા ઢાંકવામાં આવે છે. તેના પછી શેષ બચેલા ખાડાને માટીથી પૂરી દેવામાં આવે છે. ત્યાર બાદ જમીન ઉપર તેમનું સ્મૃતિ ચિન્હ બનાવવામાં આવેછે. જે સ્મૃતિ ચિન્હ ઉપર પાદુકા મુકવામાં આવે છે. તે વિધિ મંત્રોચ્ચાર દ્વારા કરવામાં આવે છે. જેનો સારાંશ નીચે દર્શાવ્યા પ્રમાણે છે.

(અથર્વવેદ કા સુબોધ ભાષ્ય "એકાદશ કાન્ડમ્" લેખક પ.પૂ. શ્રી પાદ્દ દામોદર સાતવલેક (બી.એ.) સાહિત્ય વાચસ્પતિ, વેદાચાર્ય, ગીતાલંકાર, અધ્યક્ષશ્રી સ્વાધ્યાય મંડલ "આનંદાશ્રમ" પારડી, જી. સુરત.)

ઉપરોક્ત અથર્વવેદ ગ્રંથ-ભાગ-૪ પાના નં. ૧૦૨, ૧૦૩, ૧૧૨ ઉપર મનુષ્ય મૃત શરીરને જમીનમાં સમાધિ આપવી તે વૈદિક દાગ છે. જેને અથર્વવેદમાં "ભુમિદાગ" (સમાધિ) કહેવામાં આવે છે.

આ ભુમિદાગ માત્ર સતપંથીઓને અપાય છે તેવુ નથી. સતપંથીઓ

ૐ ૐ

સિવાય સંન્યાસી, સાધુગણને હજારોની સંખ્યામાં ભુમિદાગ અપાય છે. તદ્ઉપરાંત બ્રહ્મવેતાઓને બહોળી સંખ્યામાં ભુમિદાગ અપાય છે. આ રીતે "સતપંથ ધર્મ" સતના આધારે અને અથર્વવેદના સિદ્ધાંત ઉપર રચાયેલો છે. ઋગવેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ આ ચતુર વેદોમાં અથર્વવેદને બ્રહ્મવેદ તરીકે પ્રમાણિત કરેલ છે. યુગો યુગથી અથર્વવેદના સિદ્ધાંત ઉપર સતપંથ ધર્મ ચાલતો આવ્યો છે. આવા પરમ પવિત્ર સતપંથ ધર્મના ઉપાસકોએ બ્રહ્મવેત્તા ઉપાસકનું બિરુદ આપો આપ પ્રાપ્ત કરેલું હોવાથી આવા બ્રહ્મવેત્તા સતપંથીઓને સદ્ગુરુશ્રી ઈમામશાહ મહારાજે ભુમિદાગના સિદ્ધાંત અનુરુપ ભુમિદાગનો આદેશ આપેલો છે. તે પૂરેપૂરો વેદોક્ત આધારીત છે. અને વેદોના સિદ્ધાંત અનુરુપ સતપંથીઓમાં ભમિદાગ પરંપરાથી ચાલતો આવે છે. અને આજે પણ બહુજ પ્રચલિત છે.

ટૂંકમાં યુગ પ્રમાણેના 'દાગ' શાસ્ત્રોમાં સૂચવેલ છે. પહેલા કર્તાયુગમાં વાયુદાગ હતો, બીજા ત્રેતાયુગમાં જળદાગા હતો, ત્રીજા દ્વાપર યુગમાં અગ્નિદાગ હતો અને આજે ચોજા કળિયુગમાં 'ભુમિદાગ' નો સ્પષ્ટ ઉલ્લેખ છે. જે નીચેના સંસ્કૃત શ્લોકના હિન્દી ભાષાન્તર પરથી પૂરવાર થાય છે.

नीचे लिखे तीन मंत्रो में प्रेत को भूमि में गाडने का उल्लेख है। मंत्र इस प्रकार है -

**अभिस्वोर्णोमिं पृथिव्या मातुर्वस्त्रेण भद्रया ।**
**जीवेषु भद्रं तन्मयि स्वधा पितृषु सा त्वयि ॥**

अ. १८/२/५२ ॥

हे प्रेत! (त्वा) तुझे (मातृ : पृथिव्या:) माता पृथिवी के (भद्रया वस्त्रेण) कल्याणकारी वस्त्र से (अभि उर्णोमि:) आच्छादित करता हू अर्थात जमीन में तुझे गाडता हू। (जीवेषु भद्रं तत् मयि) जीवितो में जो कल्याण है वह मेरे में हो अर्थात् मुझे प्राप्त हो और (पितृषु स्वधा) जो पितरों में स्वधा है (सा त्वयि) यह तेरे में हो अर्थात मुझे प्राप्त हो। यहां पर स्पष्ट शब्दों में परेत के गाडने का निर्देश है।

अ. १८/२/३४

(अग्ने) हे अग्नि। (ये निखाता:) जो पितर जमीन में गाडे गए है और (ये पराप्ता:) जो पितर दूर बहा दिए गए है तथा (ये दग्धा:) जो जला दिए गए है (च) और (ये उद्धिता:) जो पितर जमीन के उपर हवा में रखे गए है। (तान् सर्वान्) उन सब पितरों को तू (हविषे) अत्तवें) हवि भक्षणार्थ (आ वह) ले आ।

यहा पर चार प्रकार के स्मशान कर्म दर्शाए गए है। (१) गाडना (२) बहाना (३) जलाना और (४) हवा में जमीन पर खुला छोड़ना।

**(१) गाडना** - कुछ प्रेत जमीन में गाडे जाते है जिनका कि आत्येष्टि संस्कार अग्नि द्वारा नहीं किया जाता। ये कौन है इस पर हमने थोडासा विचार करना है। जो मनुष्य संन्यासी हो कर अपना देहत्याग करते है उनके देह को न जलाने के लिए स्मृतियों में कहा गया है। मनुष्य जीवन के चार आश्रम है : (१) ब्रह्मचर्य आश्रम (२) गृहस्थाश्रम (३) वानप्रस्थाश्रम (४) संन्यास आश्रम। क्योंकि संन्यासश्रममें प्रवेश करत हुए पुरुष का सर्वमेघ याग करना पड़ता है। इस याग में वह अग्नि संबंधी सर्व कार्यो से मुक्त हो जाता है। अतएव उसे मरने पर अग्नि द्वारा नहीं जलाया जाता। संनयासी के शरीर को जलाना चाहिया या नहीं इस विषय में अभी तक हमें श्रुति का निश्चित ज्ञात नहीं है, पर स्मृति निष्ध करती है। अत: 'निखात' से संन्यासी का भी ग्रहण किया जा सकता है।

## मरनें पर पितरों में गणना

**पृथिवीं त्वा पृथिव्यामावेशयामि देवो नो धाता प्रतिरात्यायु: ।**
**परापरैता वसुविद् वो अस्त्वधा मृता: पितृषु संभवन्तु ॥**

ॐ ॐ

**इदमिद् वा उ नापरे दिवि पश्यसि सूर्यम् ।**

**माता पुत्रं यथा सिचाभ्यनं भूम उर्णु हि ॥**

अ. १८/२/५० ॥

हे मृत पुरुष (इदं इत वा उ) यही है (नर अपरं) दूसरा नहीं है। (दिवि सूर्य पश्यसि) जो धुलोक में तू सूर्य देखता है। (यथा पुत्रा माता सिचा) जिस प्रकार पुत्र को माता अपने आंचल से ढांपती है उस प्रकार हे (भूले) पृथिवी तू (एनं) इस मृत पुरुष को (अभि उर्णु हि) चारों और से ढांप। इस मंत्र के पूर्वार्ध की उत्तरार्ध से कैसे संगति है यह अभी तक कुछ स्तष्ट नहीं हुआ। उत्तरार्ध का भाव स्पष्ट है।

**असौ हा इह ते मन: ककुत्सलमिव जामय: । अम्येनं भूम उर्णु हि ॥**

अ. १८/४/६६

(असौ) हे फलाने नामवाले प्रेत। (इह ते मन:) यहां तेरा मन है। हे (भूमे) पृथिवी ! (जायम: ककुत्सल मिव) जिस प्रकार स्त्रिया अपने बच्चे को वस्त्र से ढांपती है स्त्रीयां अपने सिर को ढांपती है उस प्रकार (एनं) इस प्रेत को (अभि उर्णु हि) ! भली प्रकार ढांप।

इन उपरोक्त मंत्रो में प्रेत के जमीन में गाडने का उल्लेख है। इससे गाडने की प्रथा भी वैदिक ही है यह पता चलता है।

**ये निखाता ये परोप्ता ये दग्धा ये चौद्धिता: ।**

**सर्वास्तानग्न आवह पितून् हविषे अत्तवे ॥**

ॐ ॐ

अ. १८/४/४८

(पृथिवीं त्वां पृथिव्यां आवेशयामि) मिट्टी से बने हुए हे मृतपुरुष। तुझको मिट्टी में मिला देता हूं अर्थात् तुझे पृथिवी में गाड़ता हूं। (धाता देव: न: आयु: प्रतिराति) धारक देव हमारी आयु को बढ़ावे। हे (परापरैता:) प्रकृष्टतया हम से दूर चले गए पितरो! (व:) तुम्हारे लिए धाता देव (वसुविद् अस्तु) वास करनेवाला हो, तुम्हारा आरयदाता हो। (अध) और (मृता:) मृत (पितृषु संभवन्तु) पितरों में अच्छी तरह होवें अर्थात् पितरों मे जा मिले।

इस मंत्र को पूर्वार्ध में मृत देह के गाड़ने का निर्देश मिलता है। यह मानव देह पार्थिव तत्त्वों के आधक्य से बना हुआ है, अतएव यहां पर मृत देहको पृथिवी (मिट्टी) के नाम से पुकारा गया है। इसी भाव को उपरोक्त दोहे में कहा गया है।

ઉપરાંત ગરુડ પુરાણ પુસ્તકના પાના નં. ૫૬ અધ્યાય ૧૧ મો શ્લોક સૂત્ર ૧૦૬, ૧૦૫

**हंस परमहंस व कुटी चक्रबहूदकौ।**

**एतान्संन्यार्सिनस्ताक्ष्र्य। पृथिव्यां स्थापयेत्र तान्।**

અર્થાત્ હંસ પરમહંસ કુટીચક અને બહદક એવા અતુવિધિ સંન્યાસી મૃતયુ પામે તો તેમને ભૂમિમાં દાટવા.

અંતિમ ક્રિયા કર્યા પછી તે સ્થળથી આશરે ચાલીસ કદમ દુર જઈ, બધા જ સ્મશાન-યાત્રીઓએ (જીવ) આત્માને સદ્ગતિ માટે બે મિનિટ ઉભા રહી મૌન પાળવું, અંજલિ આપવી.

અવસાન પછીના લૌકિકના દિવસો દરમ્યાન, પથારી પર બેસીને ધર્મગ્રંથોનું વાંચન કરવું, ઈશ્વર સ્મરણ કરવું, પણ કોઈએ રડવું-કરવું નહિ.

નવમા દિવસે મૂંડન-સૂતક ઉતરાવવું, દસમા દિવસે ઘરને શુદ્ધપવિત્ર

જળથી છાંટ નાંખવી. ધૂપ-અગરબત્તી અને ઘીનો દીવો કરી વાતાવરણ પવિત્ર કરવું.

અગિયારમાં દિવસે ઘટ-પાટની પૂજા વિધિ દરમ્યાન (જીવ આત્માની સદ્‌ગતિની સઘળી ક્રિયાઓં તે વિધિના ધાર્મિક આદેશ મુજબ કરવી.

બારમા દિવસે, સગા-સંબંધીઓ તેમજ ખાસ તો કુંવારી બાલિકાઓને ભાવથી ભોજન આપવું. અને ભોજન બાદ યથા-શક્તિ દાન-દક્ષિણા આપવી.

આ બધા દિવસો દરમ્યાન દરરોજ સાંજે બાળકોને પ્રસાદ વહેંચવો.

## (૪) બાળ-જન્મ :-

બાળ જન્મ થયા પછી, સવા માસ સુધી, બાળક તથા તેની માતને, રસોડાથી, પૂજા-સ્થાનથી તથા સમૂહમાં ભળવાથી દૂર રાખવાં.

સવા માસે અથવા માતાની શારીરિક પવિત્રતા થયા પછી યજ્ઞમાં ઘટ-પાટ સમક્ષ તે, બંનેને ચરણામૃત પિવડાવીને પવિત્ર કરવાં.

બાળક બોલતું થાય ત્યારે તેને ભગવાનનું નામ લેતાં શીખવવું જેમ કે હરી- ઓમ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ ઓમ નમો નારાયણ જય ભગવાન વગેરે.

બાળક છ વર્ષનું થાય ત્યારે તેના લલાટે કુમકુમનું - અક્ષત તિલક કરી. શાળાએ ભણવા મોકલવું. સવારમાં બાળકને નિયમિત ભગવાનનું નામ સ્મરણ કરતાં કરતાં જગાડવું.

દાદા-દાદીએ બાળકને નીતિઃ ધર્મ, પરોપકાર, શૌર્ય, બલિદાન વગેરેની વાતો, કથાઓ કહેવી. ધર્મ અને નીતિનું શિક્ષણ જે ઘરમાંથી મળે છે તેવું કયાંયથી મળતું નથી.

માતા-પિતાઓ, વડીલો : યાદ રાખો : બાળક બગડે છે ઘરમાંથી, સુધરે છે ઘરમાંથી, ઘરમાંથી પ્રબળ સુસંસ્કારોથી સિંચાયેલું બાળક, આખી દુનિયામાં

ગમે ત્યાં જાય તો પણ કુસંસ્કારી બનતું નથી.

ગર્ભવતી માતાઓએ માનસિક તણાવ ન ભોગવવો. સદા પ્રસન્ન રહેવું. પ્રભુ સ્મરણ કરવું. ધાર્મિક પુસ્તકોનું વાંચન કરવું. સત્-સંગ કરવો અને સાંભળવો.

ઉપરોક્ત આચાર-સંહિતા સતપંથીઓને માગે માર્ગ-દર્શક છે. તમામ સતપંથીઓ ઉપરોક્ત બાબતોને અનુસરે તો સતપંથ પરિવારમાં સમાન-આચાર અને એક વાક્યતા સર્જાય. સતપંથીઓ આત્મબળ દાખવે અને ઉપરોક્ત બાબતોનું જાહેર આચરણ કરશે તો એક તેજસ્વી સમાજનું નિર્માણ થશે. અસ્તુ...



## દશાવતાર શ્લોકો

ॐ

### ॥ श्री मत्स्यीवतार: ॥

भूतलातलमध्यस्थं शंखासुरं निहत्य च ।
अद्भुता: येन वै वेदा: तस्यै मत्स्यात्मने नम: ॥ १ ॥

જે પરમાત્માને ભુતળ અને અતળની વચમાં રહીને શંખાસુર નામના દૈત્યનો નાશ કરીને વેદોનો ઉદ્ધાર કર્યો હતો, તેવા મચ્છ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

### ॥ श्री कूर्मावतार: ॥

ससागरवनानि बिभ्रत् सद्वद्वीपां वसुन्धराम् ।
यो धारवनि पृष्ठेन तस्मै कू र्मान्मनै नम: ॥ २ ॥

જે પોતાની પીઠ ઉપર સમુદ્રો અને વનો સહિત સાત દ્રીપવાળી પૃથ્વીને ધારણ કરે છે તે કુર્મ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

## ॥ श्री वाराहावतार: ॥

महार्णवे निमग्नानां वाराहं रूपमास्थित: ।
य उज्जहार दंष्ट्राभ्यां तस्मै कोलात्मने नम: ॥ ३ ॥

જેમણે વરાહ રૂપ થઈને એકાકાર થયેલા મહાસગારમાં ડૂબી ગયેલી પૃથ્વીને બહાર કાઢી હતી તે વરાહરૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

## ॥ श्री नरसिंहवतार: ॥

नारसिंहवपु कृत्वा यस्त्रैलोक्य मयङ्करम् ।
हिरण्यकशिपुं जन्धे तस्मै दिव्यात्मने नम: ॥ ४ ॥

જેમણે ત્રણ લોકને ભય આપનારુ એવું નરસિંહ રૂપ ધારણ કરીને હિરણ્ય કશ્યપનો નાશ કર્યો હતો, તે નૃસિંહાવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

## ॥ श्री वामनावतार: ॥

वामनं रूपमास्थय बलिं संयम्य मायया ।
येन क्रान्ता: त्रयो लोका: तस्मै सर्वात्मने नम: ॥ ५ ॥

જેમણે વામનરૂપ ધારણ કરી માયાવી બલિરાજાને વસ કરીને ત્રણે લોકને ત્રણ પગલાંથી ભરી લીધા હતા. તે વામન અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

## ॥ श्री परशुरामावतार: ॥

जगदग्निसुतो भूत्वा राम: परशुधृग्विभु: ।
सहस्त्रार्जुन हन्ता य: तस्मै उग्रात्मने नम: ॥ ६ ॥

જેમણે જમદગ્નિના પુત્ર પરશુરામ રૂપે હાથમાં ફરસી ધારણ કરીને સહસ્ત્રા અર્જુન રાજાનો નાશ કર્યો હતો. તે ઉગ્રમુર્તિમંતરૂપ પરશુરામ અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

## ॥ श्री रामावतार: ॥

रामो दाशरथिर्भूत्वा पौलस्त्य कुललांछनम्
जधान रावणं संरण्ये तस्मै क्षत्रात्मने नम: ॥ ७ ॥

જેમણે દશરથના પુત્ર શ્રીરામચંદ્ર રૂપે થઈને પુલસ્ત્ય કુળમાં જન્મેલા રાવણનો યુદ્ધમાં આખા કુળ સહિત નાશ કર્યો હતો, તે ક્ષત્રિયરૂપ રામ અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

## ॥ श्री कृष्णावतार: ॥

वसुदेव सुत: श्रीमान् वासुदेवो जगत्पति: ।
जहार वसुधाभारं तस्मै कृष्णात्मने नम: ॥ ८ ॥

જગતપતિ એવા શ્રીમાન વાસુદેવે વસુદેવના પુત્ર થઈ પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો, તેથી પરમાત્માના કૃષ્ણા અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

## ॥ श्री बुद्धावतार: ॥

बुद्धरूप समासाद्य सर्वरूप परायण: ।
मोहयन् सर्वभूतानि तस्मै मोहात्मने नम: ॥ ९ ॥

સર્વ રૂપ પરાયણ એવા જે પરમાત્માએ બુદ્ધનું રૂપ ધારણ કરીને સર્વ પ્રાણીઓને મોહિત કર્યા હતા તે પરમાત્મા ભગવાન બુદ્ધ અવતારને હું નમસ્કાર કરૂં છું.



ॐ

## ॥ श्री निष्कलंकावतार: ॥

हनिष्यति कलौ मध्ये म्लेच्छान्तुरगवाहन: ।
धर्म संस्थापनार्थाय तस्मै कल्कयात्मने नम: ॥ १० ॥

ધર્મની થયેલી ગ્લાનિ પછી ધર્મને પાછો સ્થાપન કરવા માટે કળિયુગને અંતે શ્વેત ઘોડા ઉપર ચઢીને અધર્મીઓનો નાશ કરશે તે નિષ્કલંકી અવતારને હું નમસ્કાર કરૂં છું.

ॐ

ૐ

# -: પ્રસ્તાવના :-

ૐ

। શ્રી યુગાત્મને નમઃ ॥

**नमोऽस्तवनन्ताय सहस्त्रमूर्तये सहस्त्रपादाक्षिशिरोरुबाहवे । सहस्त्रनाम्ने पुरुषाय शाश्वते सहस्त्रकोटी युगधारिणे नमः ॥**

હે ધર્મપ્રેમી સજ્જનો, જ્યારે મહાપ્રલય થાય છે ત્યારે સંસારની નિવૃત્તિ થાય છે. પ્રકૃતિની સર્વ રચનાઓનો નાશ થાય છે. ત્યારે સૃષ્ટિ પરના ઉત્તમ વિચારશીલ, સત્વગુણી, બુદ્ધિવાળા મનુષ્યો, નિષ્કામ ભક્તિ દ્વારા ઈશ્વરના સ્વરૂપને પામે છે. અને રજોગુણી પ્રકૃત્તિવાળા મનુષ્યો, બ્રહ્માજીની એક રાત્રિની સમયાવધી સુધી વાસના શરીરમાં રહે છે. જ્યારે તમોગુણી પ્રકૃતિ ધરાવતાં મનુષ્યો નર્કની સજા ભોગવે છે. જ્યારે બ્રહ્માજીનાં દિવસનો ઉદય થાય છે. ત્યારે સૃષ્ટિની ફરીથી રચના કરવામાં આવે છે. ત્યારે દરેક જીવોને, તેમનાં કર્મો પ્રમાણેની યોની ચારે ખાણમાં પ્રાપ્ત થાય છે.

સર્વ જીવયોનીયોમાં મનુષ્યયોનિ સર્વોત્તમ અને દુર્લભ છે. જીવાત્માને મોક્ષગામી બનાવવા માટે, મોક્ષના અધિકારી બનાવવા માટે. સદગુરૂ બ્રહ્માજીએ વેદ ધર્મનો ઉપદેશ મનુષ્ય માટે સુલભ બનાવ્યો છે. વેદનો મૂળ ઉપદેશ પુરૂષાર્થનો છે, વેદોક્ત પુરૂષાર્થ ચાર છે. : ધર્મ, અર્થ, કામ, મોક્ષ.

(૧) ધર્મમય જીવન જીવવું.
(૨) ધર્મજ્ઞાઓને અનુસરીને અર્થોપાર્જન કરવું.
(૩) ધર્મજ્ઞાઓ અને તેના ઉદ્દેશ અનુસાર કામ એટલે કે ઈચ્છાઓની નિવૃત્તિ કરવી.
(૪) ધર્મને માર્ગે જીવન જીવતાં મોક્ષના અધિકારી બનવું.

આમ વેદોક્ત ચારે પુરુષાર્થને ધ્યાનમાં રાખીને, ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણે પ્રબોધેલા સ્વધર્મ અનુસાર કર્મો કરવાં રૂપ જે અખંડ યજ્ઞ કરે છે. તેને તે કર્મ બંધનરૂપ થતું નથી, આવા જીવાત્માઓ દેહોત્સર્ગના સમયે સાહજિક રીતે મોક્ષપદને પામે છે. આ પ્રમાણે વેદોક્ત ધર્મનો મર્મ સમજીને, જે કોઈ તેનું આચરણ કરશે તો તેના મનોરથો સહજમાં પૂર્ણ થશે. વેદોક્ત ધર્મમાં દેવગણની પૂજા અગ્રિમ કર્મકાંડ છે. પૂજા-યજ્ઞથી દેવો પ્રસન્ન થાય છે. તેથી ચતુર્થ વેદ એવા અથર્વવેદમાં પ્રબોધેલી પૂજા-વિધિ, જે વાસ્તવમાં "કુંભાભિષેક" મહા-યજ્ઞ છે, અને વારિ યજ્ઞને નામે ઓળખાય છે, તે પૂજા વિધિ અનુસાર યજ્ઞ કરવાથી દેવો પ્રસન્ન થાય છે. અને તેમની કૃપા વર્ષા ભક્તો પર કરે છે તેમજ જલવર્ષા પણ થાય છે. પરિણામે જગતમાં ધન-ધાન્ય વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. મનુષ્યોમાં અરસ-પરસ પ્રેમભાવ અને ભક્તિ તથા ત્યાગ-ભાવના વધે છે. મનુષ્યોની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે.

હે પ્રેમી સજ્જનો, આ સતપંથ ધર્મ અનાદિ કાળથી ચાલ્યો આવે છે.

**अन्य कृतयुगे धर्मास्त्रतायां द्वापरे युगे ।**

**अन्ये कलियुगेनणां युगरुपानुंसारत: ॥**

ભાવાર્થ- સત્યયુગ, ત્રેતાયુગ, અને દ્વાપરયુગમાં ધર્મ નોખા નોખા હતા અને કળીયુગમાં પણ પુરુષોના ધર્મ અનન્ય જ છે. યુગના સ્વરૂપાનુસાર પુરુષોના ધર્મ થાય છે.

પ્રથમ સતયુગમાં શ્રીબાઈ પ્રજાપતિ મહાન નિઝારી સાધ્વી સંત હતાં તેઓશ્રી આ સતપંથ મહાધર્મનું પાલન કરતાં હતાં. સળગતા નીભાડામાં ફસાયેલાં બિલાડીનાં બચ્ચાંને બચાવવાને માટે, તેઓશ્રીએ, પોતાના ધર્મને અનુરૂપ દેવોને પ્રાર્થના કરી, સ્વયં નારાયણે પ્રસન્ન થઈને નીભાડામાંથી બચ્ચાં ને ઉગાર્યા અને મહાધર્મ (સતપંથ ધર્મ) પાલનની શક્તિ તેમ જ તે દ્વારા થતી ઈશ્વર-કૃપાનું પ્રહલાદજીને સાક્ષાત દર્શન કરાવ્યું. આમ હિરણ્યાકશિપુ-સુત પ્રહલાદજીને મહાધર્મી (સતપંથી) બનાવ્યા. ભક્ત પ્રહલાદજીએ મહાધર્મ સતપંથનું પાલન કરતાં કરતાં પોતાના પિતા તરફથી અનેક દુ:ખો સહન કર્યા પણ મહાધર્મ સતપંથ ન છોડયો. અંતે તેમને ધગધગતા લોહ-સ્તંભ સાથે ભેટવાની સજા થઈ. તેઓ ભેટયા અને ભેટતાંની સાથે જ સ્તંભ ફાટયો. તેમાંથી સ્વયં નારાયણદેવ નરસિંહ રૂપે પ્રગટ થયા.

હિરિણ્યાકશિપુનો સંહાર કર્યો અને પોતાના મહાન ભક્ત પ્રહલાદજી દ્વારા પાંચ કરોડી જીવોનો ઉદ્ધાર કર્યો. જગતમાં સતપંથ ધર્મની ધજા ફરકતી રાખી.

સતયુગમાં શ્રી વિષ્ણુ ભગવાનના ચાર સ્વરૂપ થયા (૧) શ્રી મત્સ્ય, (૨) શ્રી કૂર્મ, (૩) શ્રી વરાહ, (૪) શ્રી નૃસિંહ. ચાર ભક્તો (૧) રૂષમાગત, (૨) અમરિષ (૩) ધ્રુવ, (૪) પ્રહ્લાદનો ઉદ્ધાર કરી પાંચ કરોડી જીવોનો ઉદ્ધાર કર્યો.

**नारसिंह वपु कृत्वा, यस्त्रेलोक्य भयंकरम् ।**

**हिरण्याकशिपु जध्ने तस्मै सिंहात्मने नम: ॥**

પંચરત્ન ગીતા

ભાવાર્થ- જે પરમાત્માએ ત્રણે લોકને ભય આપનારું એવું નરસિંહરૂપ ધારણ કરીને હિરણ્યાકશિપુનો નાશ કર્યો હતો. તે નૃસિંહાવતારને હું નમસ્કાર કરું છું.

આ ભક્તોએ ઋગ્વેદી મહાવાક્ય સ્વીકારી, જપ, તપ, સ્મરણ, ઉપાસના દ્વારા અલખની આરાધના કરી, શ્રી અવિનાશી પરમાત્માના અખંડ આનંદની પ્રાપ્તિ કરી.

બીજા ત્રેતાયુગમાં શ્રી વિષ્ણુ ભગવાને ત્રણ સ્વરૂપ ધારણ કર્યા. (૧) શ્રી વામન (૨) શ્રી પરશુરામ, અને (૩) શ્રી રામ. આ ત્રેતા યુગમાં વિષ્ણુ ભગવાને વિવિધ રૂપ ધારણ કરી ત્રણે ભક્તો (૧) ભકત કમળાપતિ (૨) ભકત કમળાધ્વજ અને (૩) ભકત હરિશ્ચંદ્ર વિગેરે ભકતોનો ઉધ્ધાર કરી કુલ સાત કરોડી જીવોનો ઉદ્ધાર કર્યો. ત્રેતાયુગના અંતિમ ચરણમાં શ્રી રામે મહાદાનવ એવા રાવણનો સંહાર કર્યો, યજુર્વેદી મંત્રોનું પ્રવર્તન કર્યુ, દેવોને મુક્ત કર્યા અને પૃથ્વી પરથી પાપનો ભાર ઉતાર્યો.

ત્રીજા દ્વાપર યુગમાં વિષ્ણુ ભગવાને બે સ્વરૂપ ધારણ કર્યા. (૧) શ્રી કૃષ્ણ (૨) શ્રી બુદ્ધ. જેને કૃષ્ણ સ્વરૂપે ભક્ત વિદુરજી અને ભક્ત યુધિષ્ઠિર રાજાનો ઉદ્ધાર કર્યો, અને નવ કરોડી જીવોને માયાનાં બંધનમાંથી મુક્તિ અપાવી હતી. શ્રી કૃષ્ણ પરમાત્માની અનેક પ્રકારની સાકાર ભક્તિથી અનેક ભક્તોનો ઉદ્ધાર થયો છે.

અંતે, આ અંતિમ યુગ એવા કળીયુગમાં, અતિશય પાપ વધવાથી ને ધર્મની હાનિ થવાથી, પાપનો નાશ કરવાને માટે તેમજ ધર્મની સ્થાપના કરવાને માટે તથા સતયુગનું નિર્માણ કરવાને માટે પરમાત્મા સાકાર સ્વરૂપ એવા નિષ્કલંકી સ્વરૂપે પૃથ્વી પર આગમન કરશે. શ્વેત અશ્વ ઉપર આરૂઢ એવા શ્રી નિષ્કલંકી નારાયણના હાથમાં સાડાત્રણ હાથ લાંબુ એવું તલવારનુ શસ્ત્ર હશે. - એવો શાસ્ત્રોનો મત છે.

हनिष्यंति कलेरंते म्लचच्छोतुरंगवाहन: ।

धर्मसंस्थापनार्थाय तस्मै कलक्यात्मने नम: ॥

પંચરત્ન ગીતા - ૧૦

ભાવાર્થ- ધર્મની થયેલી હાનિ પછી, તેના પુનઃસ્થાપનને માટે કળીયુગને અંતે, અશ્વારૂઢ થઈને, જે અધર્મીઓનો નાશ કરશે તે કલ્કિ અવતારને હું નમસ્કાર કરું છું.

તેથી હે ધર્મ પ્રેમી સજ્જનો, ! ભક્તોને માટે શ્રી વિષ્ણુ ભગવાને યુગે યુગે અવતારો ધારણ કરી, પોતાની અમર લીલા બતાવી છે. અને પ્રત્યેક યુગમાં અધર્મનો નાશ કરી, ધર્મની સ્થાપના કરી છે. માટે જીવનાન્તે પણ ધર્મનો ત્યાગ કરવો નહિ.

न श्रातु कामान् भयान् लोभात्,

धर्मत्यजेत जीवीत श्यापि हेतो: ।

धर्मा नित्य: सुखे-दु:खे त्वनित्य

जिवो नित्य हेतुरस्य त्वनित्य: ॥

ભાવાર્થ- કોઈપણ સંજોગોમાં, કામનાથી, ભયથી, લોભથી કે જીવ બચાવવાના હેતુથી પણ ધર્મનો ત્યાગ કરવો નહિ. કારણ કે ધર્મ નિત્ય-સનાતન છે, સુખ-દુઃખ અનિત્ય છે, થોડા વખતનાં છે. વળી આત્મા અમર છે. અને આ સંસારનું કારણ માયારૂપ અનિત્ય છે.

જેમ રામાયણમાં કાક ભૂસંડી ઋષિએ ગરૂડજીને કળીયુગનો મહિમા બતાવ્યો છે, જેમ મહાભારતમાં મહર્ષિ વ્યાસજીએ કળીયુગની કથા વર્ણવી છે, તેજ રીતે આજ વર્તમાન યુગમાં ભગવાન રામદેવપીર, સંત તુલસીદાસજી અને આપણા ઈષ્ટદેવ સદ્દગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે પણ પોતાના કથેલાં શાસ્ત્રોમાં કલીયુગની કથાનું અને તેના ભાવિનું સચોટ વર્ણન કર્યુ છે. આપણે વર્તમાન સમયમાં, સદગુરૂ શ્રી ઈમામશાહ મહારાજની ભાંખેલી ભવિષ્યવાણીને પ્રત્યક્ષ નિહાળીએ છીએ.

વર્તમાન સમયમાં કળીયુગની સત્તા સર્વત્ર વ્યાપેલી છે. આયુષ્ય અલ્પ છે, મનુષ્યને લાખો બંધન છે. મનુષ્ય ચારે દિશાએથી જકડાયેલો-મૂંઝાયેલો છે. તેને આત્મ શાંતિનો માર્ગ સૂઝતો નથી, આમાંથી છૂટવાનો એક ઉપાય છે-યજ્ઞ કરવા અને તે દ્વારા દેવોને પ્રસન્ન કરવા, તેમની કૃપા મેળવી, ઈષ્ટ ફળની પ્રાપ્તિ કરવી.

યજ્ઞ કરવાથી દેવો પ્રસન્ન થાય છે, સામૂહિક અને વૈયક્તિક પાપનો નાશ થાય છે, કર્મ બંધન છૂટે છે, ચિત્તની શુદ્ધિ થાય છે, અને અંતે જીવ આત્મ ભાવને પામે છે પોતાના સત્સ્વરૂપનાં દર્શન થાય છે. પરિણામ સ્વરૂપ માયાનાં બંધન છૂટે છે અને જન્મ મરણના ફેરામાંથી મુક્તિ મળે છે. જીવ પોતાના શુદ્ધ સ્વરૂપને પામી શિવમાં વિલિન થઈ જાય છે.

આ પવિત્ર પુસ્તકમાં, સતપંથી કુભાભિષેક પૂજા-યજ્ઞવિધિને માટે અથર્વ વેદના મૂળ મંત્રોનો આધાર લઈ, સર્વજન સુલભ મંત્રોની રચના કરી, તેને ગ્રંથસ્થ કરવામાં આવ્યા છે. પૂજાવિધિ દરમ્યાન આ મંત્રોના ભાવવાહિ ભક્તિ સભર ઉચ્ચારણથી દેવો પ્રસન્ન થાય છે. દેવો મંત્રાધિન છે. તેથી જે કોઈ ભક્ત, આ મંત્રો દ્વારા, યોગ્ય વિધિથી, નિર્મળ અને એકાગ્ર ચિત્તે પૂજા કરશે તેને દેવો અવશ્ય પ્રસન્ન થશે.

આ પૂજા વિધિને ઘટ-પાટની પૂજાવિધિ કહે છે. કારણ કે માટીના ઘટમાં જળ ભરીને તેની પૂજા થાય છે. તેથી આ પૂજા-વિધિને वारि यज्ञ એવું નામ આપવામાં આવ્યું છે. (વારિ એટલે જળ) આપણા ઈષ્ટદેવ શ્રી સદગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે, અથર્વવેદનાં મંત્રોનો આધાર લઈ, તે પરથી આ પવિત્ર મંત્રોની રચના કરી છે. સદગુરુ શ્રી ઈમામશાહ મહારાજ મહાન સૂફી સંત અને યોગી પુરુષ હતા. તેઓશ્રી સર્વ શાસ્ત્રોના અને વેદોના જ્ઞાતા હતા. તેઓશ્રીએ યુગોથી ચાલી આવતી એવી પરમ પવિત્ર, સર્વવિઘ્નોને હણનારી, મન-વાંચ્છિત ફળ આપનારી, મોક્ષદાત્રી, સંપૂર્ણ શાસ્ત્રોક્ત એવી ઘટ-પાટની કુભાભિષેક પૂજા વિધિ આપણને બતાવી છે. તેના મંત્રોમાં અલૌકિક અને અગાધ શક્તિ ભરેલી પડી છે. જેની તુલના કોઈ કરી શકે નહિ.

આ મહાન યજ્ઞમાં, મંત્રોનું ઉચ્ચારણ કરી પૂજા વિધિ કરનારા મુખી મહારાજ તન-મનથી સંપૂર્ણ પવિત્ર અને શાંત ચિત્ત હોવા જોઈએ. ગાદી પર બિરાજમાન મુખી મહારાજ સમક્ષ, તનમનથી પવિત્ર થયેલો. યજ્ઞોત્સુક લોકસમૂહ એકાગ્ર ચિત્તે ઉપસ્થિત થાય છે. આ લોક સમૂહને વારિ યજ્ઞની શાસ્ત્રીય ભાષામાં गत - गंगा કહેવામાં આવે છે. કારણ કે યજ્ઞમાં ઉપસ્થિત સર્વજનોમાં એકાગ્ર ચિત્તે સમાન પ્રભુ-નિષ્ઠાનો ભક્તિ-પ્રવાહ વહેતો હોય છે. આથી આ યજ્ઞમાં ઉપસ્થિત સર્વ જનોં પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે પૂજા

વિધિમાં ભાગ લે છે. તેથી તે સાચા અર્થમાં સર્વ-જન-નિષ્ઠા પૂજા છે. તેથી એકાગ્ર ચિત્ત, પવિત્ર અને પ્રભુ-નિષ્ઠ વિચારોવાળા હૃદયોમાંથી વહેતા ભક્તિ પ્રવાહથી, યજ્ઞનું સમગ્ર વાતાવરણ દૈવી અને પવિત્ર બને છે. યજ્ઞમાં ઉપસ્થિત સર્વ આબાલવૃદ્ધ તેનો અનુભવ કરે છે.

આ યજ્ઞ સમક્ષ દુઃખીઓના દુઃખનો નાશ થાય છે, મનોકામના પૂર્ણ થાય છે, મન-વાંચ્છીત ફળ પ્રાપ્ત થાય છે. આવા યજ્ઞમાં હાજરી આપનાર, અને એક ચીત્તે, ભક્તિપૂર્વક મંત્ર-શ્રવણ કરનાર ભક્તમાં ઈશ્વરી ચૈતન્ય શક્તિનો સંચાર થાય છે. અને આલોક-પરલોકમાં શાંતિમય આનંદ પદને પ્રાપ્ત કરે છે.

આ વેદોક્ત યજ્ઞની સ્થાપનાની શરૂઆતમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરની ત્રણ જ્યોત એકી સાથે પ્રગટાવવામાં આવે છે.

**अप तस्य हतं तमो व्यावृत: स पाप्मना ।**

**सर्वाणि तस्मिन् ज्योतिषि यानि त्रीणि प्रजापतौ ।।**

अ.कां-१० सु ७ मं.-४०

ભાવાર્થ- (જે સ્કંભને જાણી લે છે.) તેનો સર્વ અંધકાર (અજ્ઞાન) નાશ પામે છે. તેની પાપોથી નિવૃત્તિ થાય છે. જે ત્રણ જ્યોતિ પ્રજાપતિમાં છે. તે સર્વ જ્યોતિ તેમાં આવી જાય છે.

ઉપર મુજબ ત્રણ એકત્રિત જ્યોતિ (આચાર્ય) મુખી મહારાજના આસનથી જમણી બાજુ પ્રયટાવવામાં આવે છે. બીજી એક અખંડ જ્યોતિ અહર્નિશ પ્રગટેલી રહે છે. તે આદ્ય શક્તિ માતાની જ્યોતિ કહેવાય છે. તેનું સ્થાન ઉપરોક્ત ત્રણ જ્યોતિઓથી સહેજ ઉંચે હોય છે.

**शुभं करोति कल्याणंमारोग्यं धनसंपत-**

**शत्रु-बुद्धि विनाशाय, दिप-ज्योति नमस्तुते ।**

**दिप-ज्योति परिब्रह्म, दिप-ज्योति जनार्दन**

**दिपो हरतु मे पापम् दिप ज्योति नमोस्तुते ।।**

ॐ ॐ

ભાવાર્થ : હે દિવાની જ્યોત ! તું શુભ તથા કલ્યાણ કરે છે, તેમજ આરોગ્ય અને ધન-સંપત્તિ આપે છે. કોઈને પણ શત્રુ સમજવાની બુદ્ધિનો નાશ કરે છે. માટે હું તમને નમસ્કાર કરું છું.

ઉપર મુજબ દિપ જ્યોતિકાઓનાં પ્રાકટ્ય સાથે જ (આચાર્ય) મુખી મહારાજના આસનની સ્થાપના થાય છે. (આચાર્ય) મુખી મહારાજ તન-મનથી શુદ્ધ અને પવિત્ર થઈ શ્વેત વસ્ત્રો ધારણ કરે છે. ત્યાર બાદ જ્યોતિ સમક્ષ કર જોડી ઉભા રહી મંત્ર આરાધના કરે છે. પછી મંત્રોચ્ચાર સાથે આસન પર બીજરાજમાન કુભાભિષેક થઈ પૂજા વિધિ શરૂ કરે છે. આથી જ્યોતમાં, કળશમાં અને પૂજા-સ્થાન સર્વ વાતાવરણમાં દૈવી શક્તિનો સંચાર થાય છે. જેથી પરમાત્મા પુરુષ-પુરાણ આદ્ય-નારાયણ પોતે યજ્ઞ-કળશમાં અદૃશ્ય-રૂપે પૂજા વિધિ દરમ્યાન પ્રગટ રહે છે. અને સર્વ મનોકામનાઓ પૂર્ણ કરે છે.

દિવ્ય શક્તિથી ભરેલા આ મંત્રોનું રટણ-ઉચ્ચારણ, દરેક અનુંયાયીને સદ્દમાર્ગે દોરી જવા શક્તિમાન છે. તેથી હે જીજ્ઞાસુ સજ્જનો, આવા ગ્રંથોનો અભ્યાસ અને આચરણ માનવ જીવનનાં ઉદ્ધાર માટે પરમ આવશ્યક છે. દરેક સતપંથીએ પોતાની જાતને ધન્ય માનવી જોઈએ કે આપણાં ઈષ્ટદેવ સદગુરુ શ્રી ઈમામશાહ મહારાજે, આધુનિક યુગને અનુરૂપ, સાદો છતાં સર્વશ્રેષ્ઠ વૈદિક ધર્મ યજ્ઞ બતાવ્યો છે.

શ્રી સદ્દગુરુ ઈમામશાહ મહારાજે પ્રેરણાપીઠ પીરાણા મુકામે આ સતપંથ ધર્મની ધજાની સ્થાપના કરી તે ઘટનાને લગભગ ૫૯૦ વર્ષ વિતી ગયાં છે. પરંતુ તેમણે પ્રબોધેલી યજ્ઞ-વિધિ તો અનાદીકાળથી ચાલી આવે છે. આથી જ સતપંથ ધર્મ સનાતન કહેવાયો છે. આ સતપંથ ધર્મના આદેશો પ્રમાણે પોતાનું જીવન જીવી, તેના અનેક અનુયાયીઓ સંતપણાને પ્રાપ્ત થયા અને થાય છે આ સંસારમાંથી મુક્તિ મેળવી છે. તેવા અનેક સંતો-ભક્તોની સમાધિની આજે પણ સેવાપૂજા થાય છે.

માયાતીત, ગુણાતીત, કેવળ બ્રહ્મને ઓળખવાનો જે પુરુષાર્થ કરે તે સતપંથી આવો સતપંથી મન, વચન, કર્મથી કોઈનુ પણ અનિષ્ટ કરતો નથી. જેમ નદી સમુદ્રમાં મળ્યા પછી તેના નામનો લોપ થાય છે. તેમ જીવ, પોતાના સર્વ કર્મોની નિવૃત્તિ પછી, આત્મ-સ્વરૂપને પામી શિવમાં મળી જાય છે. શિવ-ભાવનાને પામે છે. તેમ હે સજ્જનો ! ઈશ-તત્ત્વ ઓળખાવનાર મહાપુરુષો સંતોમાં નાત-જાતના ભેદ હોતા નથી. અજ્ઞાનને દૂર કરી, પોતાના મૂળરૂપને ઓળખાવવા માટે સંતો બ્રહ્મ-સ્વરૂપે અવતરે છે. આથી જ સંત કવિ પ્રિતમદાસે કહ્યુ છે કે,.....

ॐ ॐ

સંત બ્રહ્મકો રૂપ હૈ, વામે નહીં સંદેહ,
કહે પ્રીતમ ઉપદેશકો, ધરે મનુષ્યકો દેહ.

યજુર્વેદમાં અવતારનું પ્રમાણ બતાવ્યું છે કે...

**प्रजापतिश्चरति गर्भे अन्तर जायमानो बहुधाविजयते ।**
**तस्य योनिम्परि पश्यन्ति धरस्तस्मिन् हस्तस्थुर्भुवनानिविश्वा ॥**

यजुर्वेद अं-३१ मं-१९

ભાવાર્થ : (પ્રજાપતિ) પરમેશ્વર તે ગર્ભ મધ્યમાં પ્રાપ્ત થાય છે. અજન્મા પરમાત્મા નહિ જન્મ ધારણ કરનાર થકા (બહુધા) દેવતા, મનુષ્ય રામ, કૃષ્ણ, કલ્કિ આદિ રૂપથી ઉત્પન્ન થાય છે. જ્ઞાની મહાત્મા સત્ત્વગુણ પ્રધાન પુરુષ તે પરમાત્માના જન્મ કારણને જ્ઞાન ભાવથી જુએ છે. (અજ્ઞાની) જનને તે પરમાત્માના જન્મ વિદીત્ થતા નથી.) જે પરમાત્મામાં જ સર્વ (અનંત) બ્રહ્માંડ વ્યાપ્ત (સ્થિત) છે.

**सतगुरु गुरु बहु अंतरो, जो दिवस अरु जाण ।**
**गुरु बतावे वैकुंठ तो, सदगुरु दे निजधाम ॥**

ભાવાર્થ : ગુરૂ અને સદ્‌ગુરૂમાં ફરક છે. ગુરૂ વૈકુંઠનો માર્ગ બતાવે છે તો સદ્‌ગુરૂ બ્રહ્મમાં લીન થવાનો માર્ગ બતાવે છે. મુક્તિ માર્ગ બતાવે છે. ગુરૂ તો અનેક હોય છે પણ સદ્‌ગુરૂ યુગાંતરમાં ભાગ્યે જ મળે છે. એને જ યુગ ગુરૂ અથવા સૃષ્ટિગુરૂ કહે છે. બારે કળાથી યુક્ત હોય તે જ ખરા સદ્‌ગુરૂ કહેવાય. વેદશાસ્ત્રમાં સદ્‌ગુરૂની બાર કળાનું વર્ણન કરેલ છે.

સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે પ્રબોધેલું જ્ઞાન તેમજ અન્ય ગેય શાસ્ત્રો તથા યજ્ઞ-વિધિના મંત્રો આગના સમયમાં હસ્ત-લિખિત હતાં. તેના લેખનમાં ભાષા અને વ્યાકરણના નિયમો યથાર્થ સચવાયા ન હતા. વળી, હસ્ત લિખિત હતાં તેથી તેનાં વાંચન અને અભ્યાસમાં ઘણી મુશ્કેલીઓ પડતી હતી.

પ્રથમ અથર્વવેદના મૂળ મંત્રો અને તેનો સારાંશ મેળવવામાં આવ્યો. આપણી મૂળ યજ્ઞવિધિમાં વપરાયેલા શબ્દોનો અર્થ કાયમ રાખી તેના તત્સમ ગુજરાતી શબ્દોનું સંશોધન કરવામાં આવ્યું. આ કાર્ય માટે આપણા સદ્‌ગુરૂ શ્રી ઈમામ શાહ મહારાજનાં હસ્ત-લિખિત ગ્રંથો, મુળ બંધ, મન ચિંતામણી, ભાભારામ-સુબોધ, સદ્‌ગુરૂ ઉપદેશ વગેરે

ગ્રંથોની સહાયથી અર્થવવેદીય યજ્ઞવિધિનું આ પુસ્તક તૈયાર કરેલ છે.

આ સતપંથી યજ્ઞ વિધિને વેદના મંત્રોનો આધાર છે. ચાર વેદ એ સ્વયં શ્રી બ્રહ્મદેવની મુખારવિંદની વાણી છે કે જે વાણીને પ્રાચીન-પાવન ભારતની રમણીય અમર ભૂમિમાં થઈ ગયેલા મહાન ઋષિઓએ, તેમની સમાધિ અવસ્થામાં ઝીલી છે, અને આ સૃષ્ટિના કલ્યાણને માટે અવનિ પર પ્રસિદ્ધ કરી છે. વેદ સ્વયં પરમાત્માની વાણી છે. તેથી અપૌરૂષેય છે. આ અપૌરૂષેય વાણીનો આધાર આપણી અર્થવવેદીય યજ્ઞ વિધિ છે. તેમાં લેશ-માત્ર પણ શંકાને સ્થાન નથી.

આથી જ શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાના શ્રીમુખની અમર વાણી ગીતા દ્વારા જગતને ખાત્રી આપી છે કે.....

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**

**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्हम् ।।**

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**

**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ।।**

સત્પુરૂષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપનાને માટે હું યુગે યુગે પ્રકટું છું.

તો આજે આ ઘોર કળીયુગને અંતે શ્રી વિષ્ણુ ભગવાન, આપણા ધ્યેય પુરુષ એવા શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનનું રૂપ લઈને અવશ્ય તેમના ભક્તોની વહારે આવશે. જેમ દરેક ધર્મ-સંપ્રદાયના અનુયાયીઓએ તેમના ધર્મના આદેશો અને નિતિ-નિયમોના પાલનમાં યથાશક્તિ પૂર્ણ રહેવું જોઈએ. તે જ રીતે જે સજ્જનો, સદ્ગુરુ શ્રી ઈમામશાહ મહારાજના (સતપંથ શાસ્ત્રમાં પ્રબોધેલાં) આદેશો અને વચનોમાં પૂરા હશે તેને તેઓશ્રી કાળના પંજામાંથી છોડાવી, જન્મ મરણથી મુક્તિ અપાવશે અને મોક્ષ ગતિ પદ પ્રાપ્ત કરાવશે.

હે પવિત્ર વિચારશીલ સજ્જનો, આ ગ્રંથનો, આ ગ્રથમાં દર્શાવેલી સતપંથી યજ્ઞવિધિના પૂરા અધિકારી બનવા માટે, ધર્મના આદેશો અને નિતિ-નિયમોનું પાલન કરવું પડશે કારણ કે ધર્મ જ મનુષ્ય-જીવનને આધાર, રક્ષણ અને સાર્થકતા આપે છે.

સાચા ધર્મની પ્રાપ્તિ, તેના આદેશો-નીતિ નિયમોના પાલન વિના શક્ય નથી. જગતમાં મનુષ્ય-જીવનમાં ધર્મનો કોઈ વિકલ્પ નથી. તેજસ્વી, સ્વતંત્ર, શૌર્યવંતુ, સાર્થક જીવન જીવવું તો ધર્મ પાલન વિના બીજો કોઈ જ માર્ગ નથી. તે માટે નામ ગમે તે આપો પણ આવા જીવનના પાયામાં ધર્માચરણ જ હશે.

સતપંથ ધર્મના આદેશ મુજબ, સાચા ધર્મ પાલન માટે, તથા અનુયાયીઓએ ધર્મના અધિકારી બનવા માટે, નીચે દર્શાવેલા આદેશો અને નીતિ-નિયમોનું પાલન કરવું ફરજિયાત છે.

(૧) ઘટ-પાટની પૂજા-વારિ-યજ્ઞમાં અવશ્ય લાભ લેવો.
(૨) સવાર, બપોર, સાંજ, મધરાત. ચાર સંધ્યાઓ કરવી.
(૩) સુદ બીજનું વ્રત પાળવું.
(૪) પોતાની કમાઈનો દશમો ભાગ-દશાંશ પ્રભુ-અર્થે કાઢવો.
(૫) આ યુગના ધ્યેય-પુરુષ શ્રી નિષ્કલંકી નારાયણમાં શ્રદ્ધા રાખવી.
(૬) આહાર-વ્યવહાર સાત્વીક તેમજ સંસારના તમામ માદક અને તમો ગુણને ઉશ્કેરે તેવા પદાર્થોનો ત્યાગ કરવો.
(૭) ધર્મ-શાસ્ત્રો અને યોગનો અભ્યાસ અને સંસારિક પદાર્થો તરફ વૈરાગ્ય (અભ્યાસ અને વૈરાગ્ય)
(૮) આંતર-બાહ્ય એકતા અને નિર્મળતા રાખવી.
(૯) ગુરૂ-મંત્રના સતત જાપ (અીંપા-જાપ) નો અભ્યાસી રાખવો.
(૧૦) વ્યવહાર ધર્મ બજાવતાં બજાવતાં આધ્યાત્મિક સાધના કરવી.

સત્ય ધર્મના પાલનથી મનુષ્ય જીવનમાં દયા, ક્ષમા, અક્રોધ, આર્જવ કરુણા, ત્યાગ ભાવના, મૃદુતા, સરળતા, સંયમ વગેરે જેવા દૈવી ગુણો પ્રગટે છે. જીવનમાં ધર્મ પાલનનું આ સીધું જ પરિણામ છે. ધર્મના સાચા પાલનની આ કસોટી છે. કર્મ-કાંડ એ ધર્મ નથી. તે તો માત્ર સાધનો-ઉપકરણો છે. જેમ ખેતીનાં સાધનો એ ખેતી નથી તેમ જમીન એ પણ ખેતી નથી. પણ જમીન પર ઓજારોના સમુચિત ઉપયોગથી જે ઉપજે તે ખેતી છે. જીવંત શરીર એ જમીન છે-ક્ષેત્ર છે. અને કર્મકાંડ, મંત્ર જાપ, ઉપાસના ભક્તિ, યોગ-સાધના વગેરે સર્વ ખેતીનાં સાધનો છે. આ બંનેના સમજપૂર્વકના ઉપયોગ અને ક્રિયા-કલાપથી જ મનુષ્ય-જીવનમાં ધર્મ પ્રકટે છે. આવો મનુષ્ય બીજા મનુષ્યોથી નોખો તરી આવે છે. તેનું જીવન તેજસ્વી હોય છે. તે સંસારમાં રહેતો

હોવા છતાં સંસારિક પદાર્થોથી તે લોપાતો નથી. તેના હૃદયમાં સહજિક રીતે જ શુદ્ધ જ્ઞાન પ્રકટ થાય છે. શુદ્ધ જ્ઞાન પ્રકટ થતાં તેનાં સર્વ કર્મો જ્ઞાનાગ્નિ વડે બળી જાય છે. આથી જ ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને ઉદ્દેશીને ગીતામાં કહ્યુંછે કે,......

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुते ऽर्जुन ।**

**ज्ञानाग्नि: सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥**

હે અર્જુન ! જેમ પ્રજ્વલિત અગ્નિ લાકડાને સંપૂર્ણ ભસ્મ કરે છે. તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી દે છે.

गीता अ. ४ मंत्र-३७

આથી જ ધર્મ-જિજ્ઞાસુને માટે ધર્મના આદેશોનું પાલન અનિવાર્ય છે. સદગુરૂ શ્રી ઈમામ શાહ મહારાજે કહ્યું છે કે .......

**પાળે બાંધ્યું જળ રહે, નીમે બાંધ્યું ધર્મ રહે.**

ઉપરોક્ત પંક્તિમાં શ્રી સદગુરૂ સમજાવે છે કે જળના સંગ્રહ માટે જેમ પાળ અનિવાર્ય રીતે આવશ્યક છે. તેમ ધર્મના પાલન માટે તેના નીતિ-નિયમો અને આચરણો અનિવાર્ય છે, તેથી સતપંથ ધર્મના ઉપરોક્ત આચરણો અને નીતિ-નિયમોનું પાલન કરતાં, શ્રી સદગુરૂ કહે છે, તેમ આપણા ધ્યેય પુરુષ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનમાં અંતિમ લક્ષ્ય રાખવું અતિ જરૂરી છે. અંતિમ લક્ષ્ય ખરે નિશાને હશે તો સંસારની આ કારમીમાયામાં પ્રભુ અવશ્ય ભક્તોને મુક્તિ અપાવશે.

સદગુરૂ શ્રી ઈમામશાહ મહારાજનાં શ્રી મુખનાં વચનોના આશ્રયે રહેલાં ધર્મના પાલન આચરણમાં શ્રદ્ધાળુ અને તત્પર બનો. શ્રી સદ્દગુરૂએ પોતાનાં શ્રી વચનોમાં પોતાના ભક્તોને માટે ઉંડી ચિંતા વ્યક્ત કરતાં કહ્યું છે કે...

તમારે કારણીએ અમને ચિંતાઓ ઉપજી.

રખે ! તમે બેઈમાની થાતા હો સ્વામીજી

સદ્દગુરૂ કહે છે કે હે ભક્તો, તમે આ ઈશ્વર કૃત ધર્મનું પાલન કરતાં સંશય ન કરશો, શંકા ન કરશો, બેઈમાની ન બનશો. ભગવાન શ્રીકૃષ્ણે પણ ગીતામાં કહ્યું છે કે :

ॐ ॐ

श्रद्धावाँल्लभते ज्ञानं तत्पर: संयतेन्द्रिय: ।
ज्ञानं लब्धवा परां शांतिमचिरेणाधिगच्छति ॥

શ્રદ્ધાવાન, તત્પર અને જિતેન્દ્રિય પુરુષ જ્ઞાન મેળવે છે. જ્ઞાન પામીને તરત તે શાંતિ પામે છે.

गीता अ. ४ मंत्र-३९

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोको ऽस्ति न परो न सुखं संशयात्मन: ॥

પરંતુ અજ્ઞાની તથા શ્રદ્ધા વિનાનો સંશયમય રહી નાશ પામે છે. સંયમય રહેલાને આ લોક નથી, પરલોક નથી અને સુખ નથી.

गीता अ. ४ मंत्र-४०

તેથી શ્રી સદ્‌ગુરૂનાં વચનો હૃદયમાં શ્રદ્ધાપૂર્વક ધારણ કરી જીવનમાં સાધન-ચતુષ્ટયના● અનુંશીલન અને પાલન દ્વારા તારા નિત્ય ભટકતા રહેતા મનને સ્થિર. એકાગ્ર, નિર્મળ અને સંશય રહિત બનાવ તથા ઈશ્વરના આ પાવન-કારી રાજ્યમાં પોતાની જાતને નિર્ભય તથા સલામત સમજ.

જીવન સ્વયં સાધના છે, યજ્ઞ છે. પણ કોને માટે ! જેણે સંપૂર્ણ ધર્મમય જીવન જીવવાનો નિશ્ચય કર્યો છે. આવા ધર્મમય જીવનમાં યજ્ઞનું અનિવાર્ય સ્થાન છે. યજ્ઞથી દેવો પ્રસન્ન થાય છે. આથી જ સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે સતપંથીઓને વેદ-પ્રમાણિત, વેદોક્ત એવી ઘટ-પાટની અર્થવવેદીય યજ્ઞ વિધિ બતાવી છે. સતપંથ ધર્મનો અનુયાયી ગણ, આવી પવિત્રતમ યજ્ઞ વિધિને લાયક તન-મનથી પૂર્ણ પવિત્ર બની, યજ્ઞ સ્થળે એકત્રિત થઈ, યજ્ઞમાં જરૂરી  તમામ હવિ અને સમિધો એકત્રિત કરી, ધર્માદિશિત શિસ્તમાં રહીને કુંભમાં વિષ્ણુ સ્વરૂપે જળ ભરી, તે દ્વારા વરૂણ દેવનું અને તે દ્વારા તમામ દેવગણનું શ્રદ્ધાથી, વૈદિક મંત્રોના ઉચ્ચારણ સાથે પૂજન કરે છે. અથર્વવેદમાં આ અંગેનું પ્રમાણ છે કે......

● સાધન-ચતુષ્ટય નિત્યાનિત્યવસ્તુવિવેક. વૈરાગ્ય, ષટસંપતિ, મુમુક્ષુપણુ ષટ સંપતિ-સમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન.

ॐ ॐ

ॐ ॐ

यतितिस्तै अप्सु महिमा योवनेषु
य औषधिषु पशुष्वप्स्व- ऽन्त: ।
अग्ने सर्वाँस्तन्वे ऽ : सं रभस्व ताभिन
एहिं द्रविणोदा अजस्त्र: ॥

अ.-कां-१९, अं-९ सु. ३ मंत्र-२

ભાવાર્થ : હે અગ્નિદેવ, આપનો જે મહિમા જળમાં, વનમાં દાવાગ્નિના રૂપમાં વનૌષધિઓના ફળ પાકમાં, સર્વ પ્રાણીઓના પેટમાં રહેલા વૈશ્વાનર રૂપમાં, અંતરિક્ષમાં સ્થિત જળ અર્થાત્ મેઘમાં રહેલી વીજળીના રૂપમાં છે, તે હે અગ્નિદેવ, જળનાં આ સર્વ આદિસ્થાનોમાં રહેલાં આપનાં મહિમાવંત સ્વરૂપોને સંકલિત કરો કે જેથી તે સર્વ મહિમાવંત સ્વરૂપો અમને નિરંતર ધન-સંપત્તિ પ્રદાન કરતાં રહે.

(અગ્નિના જળ-પ્રવેશનું વર્ણન શ્રુતિઓમાં છે. તૈતયિ સંહિતા ૨ ।૬ ।૧ માં તથા ઋગ્વેદ સંહિતામાં ૧૧ ।૫૧ ।૩ માં

**अपशु मेंमे सोमो अव्रवदि दन्तर्पिश्वानि भेषजा ॥**
**अग्नि च विश्वंश भुवम् ॥ २ ॥**

अ. कां -१ अं-१ सू.-६

**ભાવાર્થ : જળ સર્વમાં.... ઔષધો.... છે ..... અથવા..... પાણીમાં સર્વ રોગોનું નિવારણ..... ઔષધો...... છે. એ વાત સોમ નામનો દેવતા હું મંત્ર દ્રષ્યને ઉપદેશે છે. તથા એવી રીતે જગતને સુખ દેનાર (વેપાર) જેમાં છે તે અગ્નિ અગ્નાદિ ગુણો સહિત પણ જળમાં રહે છે. એ વાતનો ઉપદેશ સોમે મને કર્યો છે.**

ઉપરોક્ત સિદ્ધાંતાનુસાર કળશમાં જળ ભરીને, વેદોક્ત મંત્રોના ઉચ્ચારણ વડે કળશમાં દેવોનું આહવાન કરવામાં આવે છે. આ સતપંથી યજ્ઞ વિધિ સંપૂર્ણપણે સાત્ત્વિક, અહિંસક, અને વેદોક્ત છે.

ॐ ॐ

આહ્‌વાન થતાં, દેવો કળશમાં, નીચેના મંત્રોમાં દર્શાવ્યા પ્રમાણે સ્થાન ગ્રહણ કરે છે.

कलशस्य मुखे विष्णु:, कंठे रुद्र: समाश्रित: ।
मुले तत्र स्थितो ब्रह्मा, मध्ये मातृगण: समृता: ॥
कुक्षौ तु सागरा: सर्वे, समद्विपा वसुंधरा: ॥
ऋ ग्वेदाऽय यजुर्वेद: सामवेदो अथर्वण: ॥
अंगैश्य संहिता: सर्वे कलशं तु समाश्रिता: ।
अत्र गायत्री सावित्री शांतिपुष्टीकरी तथा ॥
आयान्तु देव पूजार्थ दुरित क्षय-कारका: ।
गंगे च यमुने चैव गोदावरि सरस्वति: ।
नर्मदे सिंधु कावेरि जले अस्मिन्संन्निधि कुरु ॥
वरुणाय नम: सर्वोपचारार्थे गंधाक्षत पुष्पं समर्पयामि ।

ભાવાર્થ : " કળશનાં મુખ સ્થાને વિષ્ણુ, કંઠ સ્થાને શીવ, મૂળ સ્થાને બ્રહ્મદેવ છે. મધ્ય ભાગે માતૃગણ રહેલો છે. તેમની કુખમાં એટલે અંદરના ભાગે (પડખે) સપ્ત સમુદ્ર,. સપ્ત દ્વિપો સહ પૃથ્વી, ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ પોતપોતાનાં અંગો સહ રહેલાં છે. અહી શાંતિ અને પૃષ્ટિ દાયક ગાયત્રી, સાવિત્રી તે પાપ નાશક દેવતા પૂજા માટે આવે. ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતિ, નર્મદા, સિંધુ, કાવેરી આ જળમાં આવીને સ્થિત -રહે. વરુણદેવને નમસ્કાર હો. ગંધાક્ષત સુગંધી પુષ્પો તેમને અર્પણ કરું છું."

સતયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમાં આ મુજબની કળશ પૂજા વેદોક્ત મંત્રો વડે કરવામાં આવતી હતી. હાલમાં કળીયુગમાં પણ સતપંથ ધર્મના અનુંયાયીઓ વેદોક્ત મંત્રોચ્ચારથી કુભ કળશ-મહાપૂજા કરે છે.

આ જ કુંભ કળશ મહાપૂજા, આપણા સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે આવા ઘોર કળીયુગમાં અથર્વવેદના મંત્રોના આધારે વેદોક્ત વિધિથી પુનઃ પ્રતિષ્ઠિત કરી છે. અને સતપંથ ધર્મના યુગ પ્રવર્તક પુરૂષ બન્યા છે.

સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ દ્વારા પ્રતિષ્ઠિત યજ્ઞ-વિધિના નીચેના જેવા મંત્રોના ઉચ્ચારણ દ્વારા દેવતાઓનું યજ્ઞ સ્થળે આહ્‌વાન કરવામાં આવે છે.

"આદ્ય નારાયણે સરજી મુર્ત ચાર
ચતુર્વેદ ને ૐ કાર
ૐ કારથી સજર્યા સતપંથ
ધરી અવતાર ને બાંધ્યા બંધ,
સ્વામી, અથર્વવેદને ચોક સિંહાસને આવો,
ઘટમાં આવીને વાસ કરો
પાટની પૂજાએ રહો, કળશ માંહે કળા ધરો,
ઘટ-ઘટમાં આવી પરવરો,
આદ્ય બ્રહ્માએ ઘટ-પાટ સ્થાપ્યાં
ચૌ-દિશ ફેરવી આશીષ,
અનંત રૂપે ચરિત્ર કીધાં,
કર્તા મૂરત સોહી,
આલોક, દેવલોક, ગતગંગા,
આજ્ઞાંકિત સેવકોનાં આમંત્રણ સ્વીકારો,
કળશ માંહે તમારી કળા ધરો,
સ્વામી તમે નૂર સ્વરૂપે, ફુલમાં વાસ પુરો.
અક્ષત માંહે તમારો વાસ કરો."

આવા પવિત્ર મંત્રોચ્ચારણ દ્વારા પ્રાર્થનાઓ કરી દેવતાઓને યજ્ઞ સ્થળે પૂજાનો સ્વીકાર કરવા માટે આહ્‌વાન કરવામાં આવે છે.

યજ્ઞના આ સ્થાનને ઘટ-પાટની પૂજા-વિધિનું સ્થાન કહે છે. પૂજામાં હાજર ભાવિક અને શ્રદ્ધાળુ અનુયાયીઓની ઉપસ્થિતિમાં ઘટ-પાટની આ મહા પૂજા થાય છે. તે સ્થાનને ગત-ગંગાનું તીર્થ કહે છે. કારણ કે આ સ્થાને પૂજા સમયે તેત્રીસ કરોડી દેવો

અદૃશ્ય રૂપે હાજર થાય છે. અને યજ્ઞનો સ્વીકાર કરીને પ્રસન્ન થાય છે. આથી આ પૂજા-સ્થાન પરમ પાવક તીર્થ-ધામ બને છે. તેથી તેનો મહિમા અગાધ છે. અનિર્વચનીય છે, કારણ કે ત્યાં વિશ્વની પરમ શક્તિ યજ્ઞ-સ્થળે અદૃશ્ય-રૂપે ઉપસ્થિત થાય છે. એમ શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ કહે છે.

સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે બતાવ્યું છે કે કળીયુગના સર્વ યુગ-ધર્મો અથર્વ વેદ પર આધારિત છે. મહાભારતમાં તેનું પ્રમાણ બતાવ્યું છે કે.........

नेत्राभ्यां जनयद् देवो ऋग्वेदं यजुषासह ॥
सामवेदं च जिह्वाग्रादथर्वाणं च मूर्धत: ॥ ४९ ॥
अथर्वणस्तु चो योग: शीर्ष यज्ञस्य तत् स्मृतम् ॥५० ॥
ग्रीवा बाव्हंतरं चैव ऋग्भाग: स भवेत्तत: ॥
हृदयं चैव पार्श्वच सामभागस्तु निर्मित: ॥ ५१ ॥
बास्तिशीर्व कटीदेश जह्योरू चरणै: सह ॥
एवमेष यजुर्भाग: संधातो यज्ञ फलिपत: ॥
पुरूषो दिव्यरूपाभ: सम्भूतो हयमशत् पदात् ॥५२ ॥

महाभारत भविष्यपर्व सप्तदशोऽध्याय:

ભાવાર્થ : તે પરમ પ્રકાશિત (દેવતાઓ) ઋષિઓએ પોતાના નેત્રમાંથી ઋગ્વેદ અને યજાુર્વેદ નિર્માણ કર્યા. જીભના અગ્ર ભાગમાંથી સામવેદ અને લલાટમાંથી અથર્વવેદ પ્રગટ કર્યા. અથર્વવેદનો યોગ તે યજ્ઞ પુરુષનું મસ્તક છે. આથી તે યોગ શ્રેષ્ઠ અને મહત્વનો છે. ઋગ્વેદનો ભાગ તેનું ગળુ અને ભુજા વચ્ચેનું અંગ છે. સામવેદથી યજ્ઞ પુરુષનું હ્દય અને પાછલો ભાગ નિર્માણ થયેલ છે. આ પછી બાકી રહેલા ભાગ યજુર્વેદનો છે. તે દ્વારા યજ્ઞ પુરૂષનું પેટ અને તે ઉપરનો ભાગ, કટિ પ્રદેશ, જંઘા અને ચરણ વિગેરે શોષ શરીરની કલ્પના કરવામાં આવી છે. તે

**દિવ્યરૂપ અને માયા યુક્ત પુરુષ અમર અવિનાશી તૂરીયા પદેથી પ્રગટ થયેલ છે. આથી યજ્ઞ પુરુષનું મસ્તક જેનાથી બન્યું છે અને જેમાં વિશિષ્ટ પ્રકારનો ધ્યાન યોગ અને જ્ઞાન યોગ કહેલો છે.... તે આ અથર્વવેદ છે.**

અથર્વવેદમાં મૂળ શબ્દ છે अथर्वा = अ + थर्वा. એટલે ચંચળતા. જીવાત્માની ઈન્દ્રિયો ચંચળ હોય છે. પણ મન તેનાથી પણ અતિ ચંચળ હોય છે. આ ચંચળ મનને નિશ્ચળ એટલે કે સ્થિર બનાવવાની અને પોતાના આત્મસ્વરૂપની શોધ કરવાની વિદ્યા જેમાં કહી છે તે अथर्व वेद. તેને બ્રહ્મ વેદ પણ કહેવાય છે. અથર્વવેદ કળીયુગના યુગ ધર્મોના માર્ગદર્શન માટે પ્રમાણભૂત માનવામાં આવ્યો છે. અને તેથી જ સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે સતપંથીઓને આજ કળીયુગમાં અથર્વ વેદનો માર્ગ પ્રતિષ્ઠિત કર્યો છે.

સતપંથી કર્મકાંડમાં યજ્ઞ એ ધર્મના આચારણની કલગી સમાન છે. તેથી સતપંથી સાહિત્યમાં યજ્ઞની ભાવના ડગલે-પગલે વ્યક્ત થઈ છે. વારિયજ્ઞ વિધિમાં કળશને ધૂપ-લોબાનના મંત્રમાં આ ઊંડી યજ્ઞ ભાવના વ્યક્ત થઈ છે.

**उदेनमुत्तारं नयाग्ने धृतेनाहुत ।**
**समेनं वर्चसा सृज प्रजया च बहुं कृधि ॥ १ ॥**
**इन्द्रेमं प्रतरं कृधि सजातानाअसद् वशी ।**
**रायस्पोषेण सं सृज जीवातवे जस्मै नच ॥ २ ॥**
**यस्य कृणणो हर्विगृहे तमग्ने बार्धया त्वम् ।**
**तस्मै सोमो अधि ब्रवदय च ब्रह्माणस्पति:॥ ३ ॥**

**अ. कां-६ सु [४३ (४४)] मंत्र १ थी ३.**

ભાવાર્થ : "જેના ઘરમાં વારીયજ્ઞ (હવન) થાય છે, તેની દરેક પ્રકારે ઉન્નતિ થાય છે. દરરોજ તેને સુખ અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. એટલા માટે દરરોજ વારીયજ્ઞ (હવન) કરવું લાભકારી છે. વારીયજ્ઞ (હવન) થી આરોગ્ય, બળ, દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે. ધન, યશ અને બીજો દરેક પ્રકારનો અભ્યુદય અને નિ:શ્રેયસ પણ પ્રાપ્ત થાય છે."

અથર્વવેદના બીજા એક મંત્રમાં યજ્ઞની ભાવના આ રીતે વ્યક્ત થઈ છે.

यदधत्वा प्रयति यज्ञे आस्मिन्
होताश्चिकित्वन्स्वृणी महीह ।
ध्रुवमयो ध्रुवमुता शविष्ठ प्रविद्वान्
यज्ञमुप चहि सोमम् ॥

अ. कां-७ [६७ - १०२] मंत्र १.

ભાવાર્થ : "હે જ્ઞાની હવન કર્તા ! આજે અહીં પ્રયત્નપૂર્વક કરવામાં આવેલા યજ્ઞમાં અમે તમને સ્વીકારીએ છીએ. હે બલિષ્ઠ ! તું સ્થિરતાથી આવ અને સ્થિર યજ્ઞને જાળવવા તું સોમની પાસે જા.... જ્ઞાની હોતાગણ તમારું વરણ મેં આ યજ્ઞમાં કર્યું છે, યજ્ઞ ઉત્તમ વિધિપૂર્વક કરો. સ્થિર ચિત્તે રહો અને શાંતિથી યજ્ઞ સમાપ્ત કરો."

સતપંથ ધર્મને ઈષ્ટ એવી વારિ યજ્ઞ-વિધિ માટે આવશ્યક હવિની યાદી નીચે મુજબ છે.

(૧) ફુલ (૨) પાન (૩) ચુવા (૪) ચંદન (૫) કેસર (૬) અબીલ (૭) ગુલાલ (૮) કસ્તુરી (૯) અંબર (૧૦) સુખડ (૧૧) અક્ષત (૧૨) અત્તર અને અન્ય સુંગધી દ્રવ્યો.

**યજ્ઞને માટે થાળ-પ્રસાદ બનાવવાના પદાર્થો :**

(૧) શ્રીફળ (૨) શાકભાજી (૩) સૂકો મેવો (૪) લીલી મેવો (૫) અનાજ (૬) સ્વદેશી (પવિત્ર) ખાંડ (૭) દૂધ.

આ પદાર્થોને અથવા જરૂરિયાત મુજબ તેમાંથી રાંધીને બનાવેલા થાળ,

યજ્ઞ સ્થળે પૂજા વિધિ દરમ્યાન વૈદિક મંત્રોચ્ચાર સાથે દેવોને થાળ ધરાવવામાં (અપર્ણ) કરવામાં આવે છે. દેવોએ આ થાળમાંથી વાસના લીધી છે. તેથી વાસ્તવિક ભાવના સાથે આ થાળનો પ્રસાદ, યજ્ઞમાં ઉપસ્થિત સર્વે જનો આરોગે છે.

આમ સતપંથી પૂજા વિધિમાં દર્શાવવામાં આવેલા યજ્ઞનો, તેના અતિ વ્યાપક અર્થમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાએ પણ અપાર મહિમા ગાયો છે.

**सहयज्ञा प्रजा: सृष्टा परोवाच प्रजापति: ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक: ॥१०॥**
**देवान्भावयतानेन ते देवा भावयन्तु व: ।**
**परस्परं भावयन्त: श्रेय: परमवाप्स्यथ ॥११॥**
**इष्टान्भोगान्हि वादेवा दास्यन्ते यज्ञभाविता: ।**
**तैर्दत्तानप्रदायैम्यो यो भुङ्क्ते स्तेन एव स: ॥१२॥**
**यज्ञशिष्टाशिन: सन्तो मुच्यन्ते सर्वकिल्बिषै: ।**
**मुञ्जते ते त्वधं पापा ये पचन्त्यात्मकारणात् ॥१३॥**
**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभव: ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञ: कर्मसमुद्भव: ॥१४॥**
**कर्म ब्रह्मोभ्द्रवं विद्ध ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥**

गीता अ. ३. मंत्र- १०, ११, १२, १३, १४, १५,

"પૂર્વે યજ્ઞ સહિત પ્રજાઓને સર્જીને બ્રહ્માજીએ કહ્યું :-

"આ યજ્ઞ વડે તમે વૃદ્ધિ પામો, એ તમારી ઈચ્છિત કામનાઓ પૂર્ણ કરનાર થાઓ." - ૧૦

"આ યજ્ઞ વડે તમે દેવોને સંતુષ્ટ કરો, અને તે દેવો તમને સંતુષ્ટ કરે; પરસ્પર સંતુષ્ટ કરતાં તમો પરમ કલ્યાણ પામશો." - ૧૧

"કેમકે યજ્ઞ વડે સંતુષ્ટ થયેલા દેવો તમને ઈચ્છિત ભોગો આપશે. (પરંતુ) તેમણે આપેલા (ભાગો) તેને નહિ આપીને જે (પોતે જ) ભોગવે છે તે ચોર જ છે." - ૧૨

"યજ્ઞથી વધેલું (અન્ન) જમનારા સત્પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે; પરંતુ જે પાપીઓ પોતાના કારણે રાંધે છે. તેઓ પાપ જ ખાય છે." - ૧૩

"અન્નથી પ્રાણ ટકે છે. વરસાદથી અન્ન થાય છે. યજ્ઞથી વરસાદ થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે." - ૧૪

"કર્મને વેદથી ઉપજેલું તુ જાણ, વેદ પરમાત્માથી ઉત્પન્ન થાય છે. માટે સર્વ વ્યાપક પરમાત્મા યજ્ઞમાં નિત્ય રહેલા છે." - ૧૫

આમ, યજ્ઞ આ સૃષ્ટિની ઉત્પત્તિ અને તેના પાલન-પોષણનું કારણ છે. ને તેથી જ યજ્ઞ મનુષ્ય જીવનનું અવિચ્છિન્ન અંગ છે. હરેક કર્મ 'યજ્ઞ' ત્યારે જ બને છે. કે જ્યારે તે કર્મની પાછળ નિ:સ્વાર્થ અને શુદ્ધ હૃદયનું સમપર્ણ હોય. તે જ રીતે કર્મકાંડનો યજ્ઞ (વારિ યજ્ઞ) પણ ખરા અર્થમાં 'યજ્ઞ' અને ફ્લદાતા ત્યારે બને છે કે જ્યારે તે યજ્ઞ કરનારનું હૃદય નિ:સ્વાર્થ, શુદ્ધ અને સમર્પિત હોય. અન્યથા એ યજ્ઞ ખરા અર્થમાં 'યજ્ઞ' ન રહેતાં કોરું, ભક્તિવિહિન, વ્યર્થ કર્મકાંડ જ બની રહે છે. આવા પરમોચ્ચ કોટીના, કામધેનું રૂપ યજ્ઞની ક્રિયાઓ અને મંત્રો તથા તેની પાછળ રહેલા સંકલ્પ બળનો મર્મ અને મહિમા કેટલા અશ્રદ્ધાળુ, અવિવેકી, ભક્તિવિહિન મનુષ્યો સમજતા નથી, ને પરિણામે તેનો ઉપહાસ કરે છે, નિરર્થક વાદ-વિવાદ કરે છે. પરંતુ તેનો સાચો મર્મ સમજવાનો પુરુષાર્થ કરતા નથી.

ધર્મનો મર્મ સમજવાને માટે વાદ (ચર્ચા) કરવાનો શાસ્ત્રમાં ક્યાંય નિષેધ નથી. શ્રીકૃષ્ણ ભગવાને ગીતાના વિભૂતિ યોગમાં કહ્યું છે કે -

**सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वाद: प्रवदतामहम् ॥**

**गीता अ.- १०. श्लोक-३२.**

"હે અર્જુન ! સૃષ્ટિઓનો આદિ, મધ્ય તથા અન્ત હું જ છું; વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા અને વક્તાઓનો વાદ હું છું." - ૩૨

તત્ત્વના નિર્ણય માટે ગુરુશિષ્ય વચ્ચે અથવા સજ્જનો વચ્ચે કશા પણ રાગદ્વેષ

વિના કેળવ સત્યની ખોજના હેતુથી જે ચર્ચા થાય તેને 'સંવાદ' કહે છે. આ પ્રમાણે તે બીજા વાદો કરતાં શ્રેષ્ઠ હોવાથી પરમેશ્વરની વિભૂતિ ગણાય છે.

સંવાદને, ધર્મચર્ચાને, સત્સંગને ભગવાન શ્રીકૃષ્ણે પરમાત્માની વિભૂતિ ગણાવી છે. અર્થાત્ જ્યાં સંવાદ છે. ધર્મ ચર્ચા છે, ધર્મ-કાર્ય (યજ્ઞ) છે. સત્સંગ છે. ત્યાં પરમાત્મા તેની કોઈ ને કોઈ પાવન વિભૂતિ રૂપે હાજર છે જ. જ્યાં પરમાત્માની હાજરી છે ત્યાં અધર્મ, અસત્ય, અહંકાર, અજ્ઞાન વગેરે ક્ષણવાર પણ ટકી શકતાં નથી, સત્ય અને જ્ઞાનનો પ્રકાશ એ ધર્માચરણનું ફળ છે. સકામ કે નિષ્કામ કર્મ કરવાવાળા આ સંસારને આ પરિણામ જ ઈષ્ટ છે. ને તેથી જ શ્રદ્ધા-ભક્તિથી પ્રેરિત થઈને વેદ-પ્રણિત અને પ્રતિષ્ઠિત યજ્ઞ કરવો એ જ આપણો ધર્મ છે. તેમાં શંકા સદંતર અસ્થાને છે.

ગીતાના આ શબ્દો શ્રીકૃષ્ણ પરમાત્માના શ્રીમુખની વાણી છે, કે જેને આપણે શ્રી વિષ્ણુ ભગવાનનો આઠમો અવતાર માનીએ છીએ. આ જ બાબત આપણા યજ્ઞની સત્ય-પ્રતિષ્ઠાને માટે પૂરતી નથી શું ?

આવા પવિત્ર અને બ્રહ્મનું અનુંસંધાન કરવાવાળા યજ્ઞને અંતે, તેના પરિણામ સ્વરૂપ પ્રસાદનો મહિમા શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં વર્ણવ્યો છે.

**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।**

**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्य: कुरुसतम ॥**

गीता अ.- ४. मंत्र - ३१

"યજ્ઞ કરતાં વધેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરનારાઓ સનાતન બ્રહ્મને પામે છે. હે કુરુશ્રેષ્ઠ ! યજ્ઞ ન કરનારને આ લોક (મળતો) નથી. તો બીજો (પરલોક) ક્યાંથી હોય !"

અથર્વવેદમાં પણ યજ્ઞના થાળ-પ્રસાદનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

**अपुपवान क्षीरवांश्यरुरहे सीदतु ।**

**लोककृत: पथिकृतो यजामहे, ये देवानां हुत भागा इहस्थ ॥**

अ. कां. १८. सु. ४ मंत्र-१६.

**ભાવાર્થ : "જેઓ સંસારના ઉદ્ધારક અથવા માર્ગદર્શક લોક છે, તેઓનું યજ્ઞમાં નાના પ્રકારથી નિર્માણ કરેલા ચરુઓ વડે સત્કાર કરવો જોઈએ."**

ૐ ૐ

વ્યવહારમાં ચરૂ એટલે દેવોને નૈવેદ્ય ધરાવવા માટે પવિત્રતાથી અને શૂચિતાથી રાંધવામાં આવતું સાત્ત્વિક અન્ન માલપુઆ વગેરે ઘઉંનો લોટ, ઘી અને દૂધની સહાયતાથી તે બનાવવામાં આવે છે. અને પૂજા સ્થાનમાં તેને થાળ તરીકે હાજર કરવામાં આવે છે. તેનું નૈવેદ્ય ધરાવીને દેવગણની પૂજાકરવામાં આવે છે.

પ્રાચીન સમયમાં ઋષિમુનિઓ પોતાના ઈષ્ટદેવને પ્રસન્ન કરવા માટે યજ્ઞોનું આયોજન કરતા અને દેવોને નૈવેદ્ય (થાળ) ધરાવતા. ભગવાન શિવજીને પ્રસન્ન કરવા માટે "રુદ્રાભિષેક યજ્ઞ" તેમજ ઈન્દ્ર રાજાને પ્રસન્ન કરવા માટે "વરુણ યજ્ઞ" કરવામાં આવતા. સાથે તેમને નૈવેદ્ય (થાળ) પણ ધરાવવામાં આવતું. દેવો તે નૈવેદ્યમાંથી વાસના ગ્રહણ કર્યા પછી રહેતા નૈવેદ્યના અવશેષનો પ્રસાદ ભાવિક ભક્તજનોમાં વહેંચવામાં આવતો.

આ રીતે યજ્ઞમાં નૈવેદ્ય અથવા થાળ અથવા અન્નકૂટ એ યજ્ઞનું અવિભાજ્ય અંગ છે. આથી યજ્ઞમાં થાળ-પ્રસાદ બનાવવાની અને ધરાવવાની આચાર સંહિતા વૈદિક રીતે નક્કી કરવામાં આવી છે. તે આચાર સંહિતાને આધિન રહીને જ વારિ યજ્ઞની તમામ વિધિ કરવામાં આવે છે.

સતપંથી યજ્ઞ વિધિની ભાવક્રિયાઓ અને મંત્રો એ ભક્તના હૃદયને તેના સર્જનહાર સાથે પૂજાના કર્મકાંડ દ્વારા જોડવાનો પુરુષાર્થ છે. આ યજ્ઞ ક્રિયા એ ખરી રીતે સમૂહ-ભક્તિનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ છે. પૂજા વિધિમાં ઉપસ્થિત પ્રત્યક્ષ ભક્ત, પરોક્ષ રીતે પૂજામાં ભાગ લે છે, આથી ઘટ-પાટની આ પૂજા-વિધિમાં નવ પ્રકારની ભક્તિનો સમાવેશ થાય છે. તેમાં ભક્તિ અને ભાવમય કર્મકાંડનો સમન્વય થયેલો છે.

સંતપુરુષોએ બતાવેલા નવધા ભક્તિના પ્રકાર નીચે પ્રમાણે, સતપંથી યજ્ઞવિધિમાં મૂર્તિમંત થાય છે.

(૧) શ્રવણ ભક્તિ-કથા કીર્તન વગેરે શુદ્ધ મને એકાગ્રતાથી શ્રવણ કરવાં.

(૨) કીર્તન ભક્તિ-ઈશ્વરનાં ગુણગાન ગાવાં.

(૩) સ્મરણ ભક્તિ-ઇશ્વરનું નિરંતર સ્મરણ કરવું (નામ-જાપ)

(૪) પાદ સેવન ભક્તિ-ઈશ્વરના ચરણારવિંદની સેવામાં હંમેશાં તત્પર રહેવું.

(૫) અર્ચન ભક્તિ-ઈશ્વરની હંમેશાં પૂજા કરવી.

(૬) વંદન ભક્તિ-ઈશ્વરને હંમેશાં નમસ્કાર કરવા.

ૐ ૐ

(૭) દાસત્વ ભક્તિ-ઈશ્વરનો દાસ છું-તેવો ભાવ હૃદયમાં ધારણ કરી સેવા કરવી.

(૮) સખા ભક્તિ-ઈશ્વરને મિત્ર ભાવે ભજવા.

(૯) નિવેદન ભક્તિ-ઈશ્વરના સ્વરૂપમાં લીન થઈ જવું.

સતપંથ ધર્મની ઘટ-પાટની પૂજા-વિધિમાં ઉપર વર્ણવેલી નવધા ભક્તિનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે તે પ્રમાણે:-

(૧) પૂજા-વિધિના પ્રારંભ અગાઉ મુખી ધર્મ આધ્યત્મના વિષયમાં પ્રવચન આપે છે. ઉપસ્થિત સમુદાય તે સાંભળે છે. આ શ્રવણ શક્તિ છે.

(૨) પૂજા સમાપ્તિ બાદ જ્ઞાન-પદ સાહિત્યો ગવાય છે. આ કીર્તન ભક્તિ છે.

(૩) ચાલુ પૂજા દરમ્યાન,ઉપસ્થિત અનુયાયીઓને માળા હાથમાં લઈ, નામ-જપ કરવાનો મુખી મહારાજ આદેશ આપે છે. આ સ્મરણ ભક્તિ કહેવાય છે.

(૪) સદ્‌ગુરુ બ્રહ્માજીના પ્રતિનિધિરૂપ મુખી મહારાજ છે. મુખી મહારાજ તેમની ગાદી પર બિરાજમાન હોય ત્યારે તેમના ચરણ સ્પર્શ કરવાથી ઈશ્વરનાં ચરણ-સ્પર્શનું ફળ મળે છે. આ પાદ સેવન ભક્તિ છે.

(૫) પૂજા વિધિ દરમ્યાન દેવોને ચુવા, ચંદન, પુષ્પ, અત્તર, અબીલ, અક્ષત વિગેરેથી પૂજન થાય છે. આને અર્ચન ભક્તિ કહેવામાં આવે છે.

(૬) સતપંથી યજ્ઞ વિધિ દરમ્યાન, તેના દરેક મંત્રો પૂરા થતાં, મહાપૂજામાં ઉપસ્થિત અનુયાયીઓ આચાર સંહિતા મુજબ, દેવગણને સાષ્ટાંગ પ્રણામ કરે છે. આ વંદન ભક્તિ છે.

(૭) ચાલુ મહા પૂજા દરમ્યાન મુખી મહારાજ સારથી તેમજ ઉપસ્થિત ગતગંગા હૃદયમાં એવો ભાવ ધારણ કરે છે કે ઈશ્વર સર્વના સ્વામી છે. અને આપણે ઈશ્વરના દાસ છીએ. મહાપૂજા દરમ્યાન હૃદયમાં ધારણ કરેલી દાસત્વની ભાવના એ દાસ ભક્તિ છે.

(૮) દુઃખ આપત્તિના સમયે ઈશ્વરને મિત્ર-સખા માની હૃદયમાં ખરા અંતઃકરણથી તેની મદદની કામના કરવામાં આવે છે. આ પ્રકારની ભક્તિ એ સખા-ભક્તિ છે.

(૯) મહાપૂજાના પ્રારંભ પહેલાં મુખી મહારાજ સૂચન કરે છે કે, પૂજામાં સામેલ થાઓ ત્યારે

"હું તું" ના ભેદ ભૂલી જાઓ. અને પ્રભુ ભક્તિમાં લીન બનો. "પ્રભુ, હું તારો અને તું મારો" એવું આત્મ નિવેદન કરશો તો જ પ્રભુસાક્ષાત્કાર થશે. આ પ્રકારની ભક્તિ એ આત્મ-નિવેદન ભક્તિ છે.

આમ, પરમાત્માની ભક્તિ વિવિધ પ્રકારે થાય છે. પણ ભક્તિ-સ્થૂળ સ્વરૂપે હોઈ શકે નહિ. તે તો સૂક્ષ્મ ભાવ સ્વરૂપે હૃદયમાં નિવાસ કરે છે. તેને વ્યક્ત કરવાને માટે ભૌતિક વ્યવસ્થાની આવશ્યકતા છે. માટે જ ઇશ્વરની પૂજા કરવામાં આવે છે. ઈશ્વરની સાચી ભક્તિની પ્રાપ્તિ દુર્લભ છે.

તત્ત્વજ્ઞાનનાં અને ધાર્મિક પુસ્તકોના વાંચન-પરિશીલનથી તેમજ સદ્ગુરુના સહવાસ અને તેમની સેવા તથા જ્ઞાન-ચર્ચા દ્વારાઅને સદ્ગુરુની કૃપા મેળવીને યોગ-સાધના દ્વારા માણસ જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી શકે છે. સ્વ-રૂપનાં દર્શન કરી શકે છે.

શુદ્ધ અને નિષ્કામ કર્મ દ્વારા કર્મબંધનમાંથી મુક્તિ મેળવી શકે છે. જીવનમાં કર્મ યોગ સિદ્ધ કરી શકે છે.

પણ ઈશ્વરની સાચી ભક્તિ પ્રાપ્ત થવી એ સદ્ગુરુ અને ઈશ્વરની કૃપા વિના દુર્લભ છે. કોઈ ને કોઈ પ્રકારે પોતાની જાતના સમર્પણ વિના ઈશની કૃપા પ્રાપ્ત થતી નથી. ગીતા વાક્ય છે કે ...

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

**गीता अ.- ९. मंत्र - २७**

"હે કુંતીપુત્ર! તું જે કરે છે, જે ખાય છે. જે હોમે છે, જે આપે છે, જે તપ કરે છે, તે મને અર્પણ કર."

ગીતા-કથિત આ સમર્પણ એ જ ભક્તિ છે. તેથી ભક્તિપૂર્વક કરેલું સમર્પણ એ જ સાચો યજ્ઞ છે, પૂજા છે. ઇશ્વરને જે ભક્ત સમર્પિત યજ્ઞમય જીવન જીવે છે, તેમને માટે ભગવાન શ્રી કૃષ્ણે ગીતામાં બાંહેધરી આપતાં કહ્યું છે કે...

ॐ ॐ

अनन्याश्चिन्तयनतो मां ये जना: पर्युपासवे ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

गीता अ.- ९. मंत्र - २२

"જેઓ અનન્યભાવે મારું ચિંતન કરતા મને નિષ્કામ ભાવથી ઉપાસે છે, તે નિત્ય (મારામાં) જોડાયેલાઓના યોગ (અપ્રાપ્તિની પ્રાપ્તિ) તથા ક્ષેમ (પ્રાપ્તિની રક્ષા) નો ભાર હું ઉઠાવું છું."

આથી સતપંથ ધર્મની વારિ યજ્ઞ પૂજા વિધિએ ભક્તિને ધારણ કરનારી પૂજાવિધિ છે. શુદ્ધ હૃદયની ભક્તિથી જો આ યજ્ઞનું કર્મકાંડ કરવામાં આવે તો તેમાં નિર્દેશેલાં સુફળ અવશ્ય પ્રાપ્ત થાય છે, એમાં શંકાને લેશમાત્ર સ્થાન નથી.

વારિ યજ્ઞ વિધિ દ્વારા પરમાત્મા-પૂજા આપણા જીવનને સાર્થક કરે છે. અને દિશા આપે છે. એ સમજણ આપણાં હૃદયમાં વિકાસ પામે એ જ અભ્યર્થના.-અસ્તુ.

**ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનની જય.**



ॐ ॐ

## યજ્ઞ દ્વારા સમાજ સંગઠન અથવા સંગઠન મહા યજ્ઞ

સતપંથી યજ્ઞ વિધિની ક્રિયાઓના અનેક અર્થ અને અનેક ફળ છે. તેનું એક પરિણામ છે - સમાજ સંગઠન. યજ્ઞ-ક્રિયા દરમ્યાન, તેમાં ઉપસ્થિત ભક્તોની જે સંવેદનશીલ માનિસક પરિસ્થિતિ હોય છ, તેમાંથી એક બીજાના હૃદયની લાગણીઓનું અનાયાસે જ જોડાણ થાય છે. દરેક વ્યક્તિ એકતા અનુભવે છે. આ ભક્તિ-પ્રવાહ જ ઉપસ્થિત જનોના આત્માને પરમાત્મા સાથે જોડે છે. આ ભક્તિ-પ્રવાહમાં પરમાત્માનાં અદૃશ્ય ચરણો ઝબકોળાય છે, ધોવાય છે. જેમ ભગવાન વિષ્ણુના ચરણ-સ્પર્શથી ગંગાજી પવિત્ર થયાં, તે જ રીતે પૂજા-સ્થાનમાં ઉપસ્થિત જન સમૂહના હૃદયોમાંથી વહેતા ભક્તિ-પ્રવાહમાં પરમાત્માનાં અદૃશ્ય ચરણ પ્રક્ષાલનથી ઉપસ્થિત સમુદાય પવિત્ર બને છે. તેના વાતાવરણમાં દૈવી ચેતનાનો સંચાર થાય છે. તેથી યજ્ઞમાં ઉપસ્થિત સમુદાયને ગત-ગંગા કહેવામાં આવે છે.

આ ઘટનાની સૂક્ષ્મ પણ અતિ પ્રબળ અસર, પૂજા સ્થાન છોડી ગયા પછી પણ વ્યક્તિના માનસ-પટ પર રહે છે અને પરિણામે સમાજમાં સમાન શ્રદ્ધા, સમાન વિચાર-સરણી, મૂળભુત રીતે સમાન ધાર્મિક માન્યતાઓ સર્જાય છે. તેથી આવા સમાજમાં વિશેષ પ્રયાસો કર્યા વિના પણ સ્વયંભૂ જ સામાજિક સંગઠન સધાય છે, જે સમાજના અન્ય ઘણાં વ્યવહારિક કાર્યો સફળ રીતે પાર પાડવામાં મદદરૂપ થાય છે.

ધર્મના સિદ્ધાંતો એ વિધિઓમાં પ્રબળ વિશ્વાસ, જાગરૂકતા, પરસ્પર સમજણ મતભેદનો નિકાલ, ભાઈચારાની ભાવના : આ બધું આપણે સતપંથ ધર્મ પ્રેરિત વૈદિક મહા-પૂજા દ્વારા સિદ્ધ કરી શકીએ છીએ. આપણા સમાજના સ્વ. મહાન બ્રહ્મનિષ્ઠ સંત પૂ. નથુરામ બાપુ જેવા અનેક સંતોએ આ જ યજ્ઞ દ્વારા અનેક કાર્યો સિદ્ધ કરતા, તેમણે આ યજ્ઞ-ક્રિયાને એક ગૂઢ અર્થ આપ્યો હતો. તેમની પરંપરા તેમના કેટલાક શિષ્યો આજે પણ નિભાવી રહ્યા છે. સંત નાયાદાસજી, ભક્ત ભાભારામ, સાધ્વી કીકીબાઈ, ભક્ત પૂંજાબાપા, ભક્ત ખેતાબાપા, માતાજી કુંવરબા, ભક્ત જીવરાજબાપા, ભક્ત રામદાસબાપુ, પૂ.નથુરામ બાપુ જેવા અનેક સંતોએ મહાપૂજા દ્વારા ઈશ્વરી-બળ ઉપજાવેલું આવું જ ઈશ્વરી બળ પૂજા

ૐ ૐ

વિધિમાં હાજર રહેલા પ્રત્યેક સાત્ત્વિક જનો હૃદયમાં અનુભવે છે. ને પરિણામે એવી વ્યક્તિઓ દુઃખના ગમે તેવા ઝંઝાવાતમાં ટકી શકે છે. તે જગતમાં ગમે ત્યાં ફરે તો પણ વ્યસનો તેને અડી શકતાં નથી. પોતાના તમામ વ્યવહારીક કાર્યો કરવા છતાં તે શુદ્ધ અને પવિત્ર રહી શકે છે. ત્રિવિધના તાપ તેને ઓછા નડે છે. હૃદયમાં પણ ધગશ, ઉત્સાહ અને આનંદમાં તે જીવન વ્યતિત કરે છે.

આ ચમત્કારીક અસર વ્યક્તિથી વિસ્તાર પામીને સમાજ વ્યાપી બને છે. આખો સમાજ નિર્વ્યસની, ચારિત્રવાન, ધર્મપરાયણ બને છે. મારો દૃઢ વિશ્વાસ છે કે સમાજ આપણી આ પવિત્રમ વૈદિક મહાપૂજા વિધિને તેના હાર્દમાં ફરીથી દૃઢતાથી અપનાવે તો આપણે ઈચ્છીએ તેવું સામાજિક સંગઠન સાધી શકાય તેમ છે. હું તો એથી પણ આગળ વધીને કહું છું કે આજ મહાપૂજા વિધિ હિન્દુસ્તાનના અન્ય ધર્માવલંબીઓ સમજીને અપનાવે તો હિન્દુસ્તાનના દરિદ્ર સમાજની તમામ સમસ્યાઓનો નિકાલ થઈ જાય-અસ્તુ.

આ તો એક વિચાર છે. અને વિચાર એ આધુનિક દુનિયાના કોઈ પણ શાસ્ત્રાર્થ કરતાં અધિક શકિતશાળી છે. આ વિચાર સમજવા માટે પણ વિચાર કરવાની જરૂર છે.



ૐ ૐ

वक्रतुंड महाकाय सुर्यकोटी समप्रभ ।
निर्विध्नं कुरु मे देव सर्व कार्येषु सर्वदा ॥



ॐ

**यदद्य त्वी प्रयति यज्ञे अस्मिन् होताश्चिकित्वन्न वृणीमहिह ।**
**ध्रुवमयो ध्रुवमुता शविष्ठ प्रविद्वान यज्ञमुप याहि सोमम् ॥**

अं.कां-७ सुत्त्क-१७ मंत्र-९

**ભાવાર્થ** : "હે જ્ઞાની હોતાગણ ! આજે અહીં આ, પ્રયત્નપૂર્વક કરવા યોગ્ય એવા યજ્ઞમાં મેં તમારું વર્ણન કર્યું છે. સ્થિર યજ્ઞને જાણનાર એવા તમે, સ્થિરતાથી આવીને, સ્થિર ચિત્તની અને શાંતિથી યજ્ઞ સમાપ્ત કરો."

# મંત્ર પહેલો

## 卐 મુખી મહારાજની ક્રિયાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતુગુરૂ* પાત્ર* બ્રહ્મા* ઈન્દ્ર* ઈમામશાહ આદ્ય* વિષ્ણુ નિરંજન* નિષ્કલંકી* નારાયણ* તમારી આશીષે...

પ્રથમ આઠ લાખ કરણ* મધ્યે સદ્ગોર બ્રહ્માજીએ તપ કર્યા ॥ ત્યારે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના સર્જનની આજ્ઞા બ્રહ્માજીએ આપી ॥૧॥ સ્વર્ગની કૂંચી બ્રહ્માજીને હાથ ॥ નર્ક*ની કૂંચી યમદૂતને હાથ ॥૨॥ જે ધર્મ માર્ગે ચાલશે ॥ તે સહી અમરાપુર* મહાલશે ॥૩॥ ત્યાં થશે સદ્ગોર બ્રહ્માજીના દર્શન ॥ ત્યારે ચૌદ* ભુવનના દેવતા

---

* સદ્ = સાચા, પવિત્ર * પાત્ર = લાયક * બ્રહ્મા = પવિત્ર, નિર્વિકાર, રજોગુણી દેવ, સૃષ્ઠા * ઈન્દ્ર = બ્રહ્મા, દેવલોકમાં મુખ્ય * આદ્ય = પ્રથમના, જુના સનાતન * વિષ્ણુ = વિશ્વ વ્યાપક, સત્વગુણી દેવ * નિરંજન = દેખાય નહીં તેવા * નિષ્કલંકી = વિષ્ણુનો દસમો અવતાર * નારાયણ = આદિપુરુષ * કરણ = માસ * નર્ક = સહન થઈ શકે નહીં તેવું * અમરાપુર = મોક્ષ * ચૌદ ભુવન = ચૌદ બ્રહ્માંડ

ૐ ૐ

બ્રહ્મા-વિષ્ણુને દ્વાર ॥૪॥ જે સ્વર્ગ, મૃત્યુને પાતળના ગોર ॥ તે સદ્‌ગોર બ્રહ્માજીને ઠામ ॥૫॥ આજ તેનો ભેદ* ન જાણે કોઈ ॥ પણ સાચા મુનીવર સમજે સોઈ ॥૬॥ બીજા કોઈ ન જાણે દુનિયાના લોક ॥ આજ ગોર - નર (બ્રહ્મા-વિષ્ણુ) રહ્યા યુગમાં અલોપ ॥૭॥ તેના ચિત્તની કોઈ વાત ન જાણે આપ એકલા રહ્યા વખાણે ॥૮॥ મા, બાપ, બેન, બાંધવ નહી કોઈ ॥ ત્યાં મુરખ હાથ ઘસતા જોઈ ॥૯॥ તમે સાચા મુનીવર જાણો જેહ ॥ મન હઠીલા નિશ્ચે નરકે જાશે તેહ ॥૧૦॥ તમે ગત માંહે મળો મુનીવર ભાઈ ॥ ત્યાં અમી* નિશાની* લેજો જાઈ ॥૧૧॥ મુખી તે જે મોક્ષ જ આલે ॥ મોક્ષ મુક્તિનો માર્ગ બતાવે ॥૧૨॥ મુખી તે જે કોઈને ઘેર જાવે ॥ તો તે જીવનાં દુ:ખ દુર કરાવે ॥૧૩॥ મુખી તે જે અસત્યને માર્ગે ન જાવે ॥ ને જીવને મોક્ષમુકિત કરાવે ॥૧૪॥ મુખી તે જે સર્વે સંકટ દુર કરે ॥ ને લક્ષ્યોર્યાસી*ના ફેરા ટાળે ॥૧૫॥ મુખી તે જે મૃતકને જીવતા કરે ॥ ને શ્રદ્ધાવાનોનાં કારજ સરે ॥૧૬॥ મુખી પાસે જે જીવ આવે ॥ તેની કમાઈમાં વૃદ્ધિ કરાવે ॥૧૭॥ મુખી તે જે નિર્મળ હોવે ॥ સારે જીવકો વૈકુંઠ લાવે ॥૧૮॥ મુખી તે જે અમર ભેદ જાણે ॥ અગમ નિગમ*ની વાત પીછાણે ॥૧૯॥ મુખી તે જે ભેદ વરસાદનો જાણે ॥ સર્વના ઘરની વાત પીછાણે ॥૨૦॥ મુખી તે જે દેવને નજરે દેખે ॥ જન્મ-મરણના ભેદ જ પેખે* ॥૨૧॥ મુખી તે જે સત્ય વાત સાચી કરી જાણે ॥ તે હક્ક કમાઈ સાચી કરી માને ॥૨૨॥ તે કમાઈનો મર્મ

* ભેદ = મર્મ * અમી = અમૃત, ચરણામૃત * નિશાની = પ્રસાદ * લક્ષચોર્યાસી = ચારખાણમાં, આવાગમન * અગમનિગમ = ભૂત, ભવિષ્ય, વર્તમાનકાળ જાણનાર * પેખે = જુએ.

ૐ ૐ

પીછાણે ॥ તે મુખીની સેવા અમર પરમાણે ॥૨૩॥ જે મુખીની સેવા અમર જાગે ॥ તે સત્ય, સબુરી*, સંતોષ માગે ॥૨૪॥ જે એક મને, એક ચિત્તે સત્ય ધર્મને ધાએ ॥ તે મુનીવર અમરલોકમાં જાએ ॥૨૫॥ જે દશાંશ*-સુક્રિતે* ખરા મુનીવર હશે ॥ તે જીવ અમરાપુરમાં જશે ॥૨૬॥ તમે ઋષિવર, સાહેબશું રાખો ચિત ॥ ગોર ગતમાં મળવું નિત્ય ॥૨૭॥ તમે અમરાપુરમાં જાશો સહી ॥ આજ ભૂલવણીમાં પડશો નહીં ॥૨૮॥ ભૂલ્યાં કાં ભમો છો ગમાર ॥ સાચા ઋષિવર તો સચિયાર* ॥૨૯॥ ઋષિવર હશે તે સાહેબના સૈન્યમાં મળશે ॥ તેજી ઘોડે મુનીવર ચડશે ॥૩૦॥ ગુરુ-ગોવિંદને ધ્યાને દેખે ॥ નિત્ય નિત્ય દર્શન સાહેબનાં કરશે ॥૩૧॥ જ્યારે સાહેબને ત્રિવેણીના તખ્તે દેખે ॥ ત્યારે નિત્ય નિત્ય દર્શને મુનીવર રહેશે ॥૩૨॥ જ્યારે ગોર-ગત કરી જે તખ્તે બેસશે ॥ ત્યારે નિત્ય નિત્ય દર્શને મુનીવર રહેશે ॥૩૩॥ એમ બોલ્યા ગોર ઈમામશાહ આજ ગોર ગતમાં મળીને કરો કમાઈ ॥ તમે સત્યે ચાલો સચિયારા ભાઈ ॥૩૭॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥



* સબુરી = ધીરજ * દશાંશ = દસમો ભાગ * સચિયાર = સાચા * સુક્રિત = સત્કર્મ

ॐ

**ऋ तेन तष्ठ मनसा हितैषा बहमौदनस्य विहिता वेदिरग्रे ।**

**अंसद्रि शुद्धामुप धेहि नारि तत्रौदनं सादय दैवानाम् ॥**

अं.कां - ११ सुत्त्क. - १ मंत्र - २३

ભાવાર્થ : "સત્યથી નિર્મિત, મનથી સુરક્ષિત, જ્ઞાનને વધારનારી, અન્નની આ વેદી પર, હે નારી ! શુદ્ધ પાત્રમાં શુદ્ધ અન્નને મૂકીને તે દેવોને અપર્ણ કર"

# મંત્ર બીજો

## 卐 વારિયજ્ઞ દેવ સ્થાપના મંડાણનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ* પાત્ર* બ્રહ્મા* ઈન્દ્ર* ઈમામશાહ આદ્ય* વિષ્ણુ નિરંજન* નિષ્કલંકી* નારાયણ* તમારી આશીષે...

તમે સુણો મુનીવર વેદ* વિચાર ॥ મુખી તણા ક્રિયા આચાર* ॥ આવી ગતમાં નમસ્કાર કરે ॥ એક મના થઈ ઉભા રહે ॥ ગોર ગત પાસે માગે વચન ॥ નિર્મળ કરાવે જીવ* ને પિંડ* ॥ ગોર ગત મળીને કરે આશીષ ॥ આજ ગત માંહે ગોર નર છે જગદીશ ॥ ત્યાં નાનાં મોટાં સહુ કરગરે ॥ જપે જાપ ને ક્ષમા માંગે ॥ કહી આદેશ* ને માણ* જ લેવે ॥ ત્યાં નિર્વિષ*

* સદ્ = સાચા, પવિત્ર * પાત્ર = લાયક * બ્રહ્મા = પવિત્ર, રજોગુણી દેવ, સૃષ્ટા * ઈન્દ્ર = બ્રહ્મા * આદ્ય = જુના સનાતન * વિષ્ણુ = સત્વગુણવાળા દેવ, વિશ્વ વ્યાપક પરમાત્મા * નિરંજન = દેખાય નહીં તેવા * નિષ્કલંકી = વિષ્ણુનો દસમો અવતાર * નારાયણ = આદિ પુરુષ * વેદ = ઋગ્વેદ, યર્જુવેદ, સમાવેદ, અથર્વવેદ * આચાર= પવિત્ર વ્યવહાર * જીવ = શરીરની ચેતનશક્તિ * પિંડ = દેહ, શરીર * ફરમાન = આજ્ઞા માગીને * માણ = ઘડો * નિર્વિષ = વેરઝેર વિનાનો.

ૐ ૐ

થઈને ઊભો રહેવે ॥ હૃદયે રાખે હરીનો જાપ ॥ ક્ષમા થકી ઉતરે પાપ ॥ માણ તણી આશીષ જો કરે ॥ જપે જાપને પાતક ઉતરે ॥ દો જણ મળી ઉતરાવે માણ ॥ એક બીજાને કહી આદેશ ॥ માણ ઉતારી ઊભો રહે ॥ નમી ગતને નમસ્કાર કરે ॥ એકમના* થઈને ડગ જો ભરે ॥ મુખી તણે આસને સંચરે ॥ આસને જઈ કહે હે જંદા* ॥ બક્ષો* ગુના ગોર-ગતના બંદા ॥ ભીડી આસન બેસે કાયા ॥ દિલથી દૂર કરે મોહમાયા ॥ જે સત્ય-સંતોષે બેસે સહી ॥ તે દયા ક્ષમાએ રહેણીએ* રહી ॥ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ॥ નિશ્ચિત દિશાએ સન્મુખ રહે ॥ ગોર-ગતનો માગે આદેશ ॥ કહી યજ્ઞ*નું માંડે કામ ॥ ત્રણ દરવાજા* બંધ જો કરે ॥ જ્યાં થકી પવન ન સંચરે ॥ કહી આદેશ ને માંડે પાટ ॥ મુનીવર તણી મુક્તિની વાટ ॥ માંડી કળશને એક ચિતે રહે ॥ અક્ષત* લઈને કળશમાં ધરે ॥ ફૂલ હાર ઘટ-પાટે ધરે ॥ ચુવા-ચંદન અર્પણ કરે ॥ માંડી પાટ પૈસાને કળશ જો લહે ॥ ધુપ-દિપને અર્પણ કરે ॥ ભરી કળશને ગુજારે આપ ॥ બોલે મંત્ર હરિના જાપ ॥ મંત્ર બોલી નિપાવે નૂર* ॥ મંત્રે નિરંજન છે ભરપૂર ॥ ત્રણ દેવની પૂજા કરે ॥ ગંગોદક (નુર) લઈ કળશમાં ધરે ॥ નુર માંહે શક્તિ*નો વાસ ॥ નુરે નારાયણ* થયા પ્રકાશ ॥ પંચ દેવ* તો નુર માંહે રહે ॥ ચોવીશમા પાત્ર કળયુગમાં છે ॥ એક મના થઈ મુખી જો બોલે ॥ ગોર-નર અંશ એક કરી જાણે ॥

---

* એકમના = એક હિર તરફ મન રાખવું * હે જંદા = આત્મા (દેહવાળા આત્મા) * બક્ષો = માફ કરો * રહેણીએ = આજ્ઞાએ * યજ્ઞ = ઘટપાટ પુજા, વારિયજ્ઞ * ત્રણ દરવાજા = મુખ, નાક, કાન * અક્ષત = જુવાર દાણા * નૂર = તેજ * શક્તિ = નારાયણનું મુખય બળ, આદ્યશક્તિ નારાયણી * નારાયણ = જેનું પાણી ઉપર આસન છે તે વિષ્ણું * પંચદેવ = (૧) આદ્યનારાયણ, મુળપુરુષ (૨) બ્રહ્મા (૩) વિષ્ણુ, (૪) મહેશ્વર, (૫) શક્તિ.

ૐ ૐ

એકજ અંશે ગોર નર આવ્યા સહી ॥ જ્ઞાની મુખીને દીઠા સહી ॥ પ્રદક્ષિણાનું મોટું દાન ॥ પુજીએ તો મેરુ સમાન ॥ એવી આશીષ મુખી જો કરે ॥ કળશ આગળ પ્રસાદ ધરે ॥ જીવતા-મૃતક* હોઈ રહે ॥ સુખ-દુઃખ દિલનાં સદ્‌ગોરસું કહે ॥ પૂજા કરે વારીયજ્ઞ સાર ॥ માંહે નિરંજન સચરાચર* ॥ મુખી તે જે ભાર ગતનો આપે સહે ॥ પર વેદનાં* દુઃખ દિલમાં ગ્રહે ॥ મુખી તે જે મન મારીને રહે ॥ મુખ માંહેથી કોઈને મર ના કહે ॥ નિત્ય નિત્ય હાલ ગુજારે* આપ ॥ આશીષ બોલી ઉતારે પાપ । કરી આશીષ ને છોડાવે કરમ ॥ ગોર-નરની ક્રિયા-આચારે વધે ધર્મ ॥ બોલે સાચું ને વચન પાળે ॥ બ્રહ્માનંદ પરમ સુખ માણે ॥ મુખી તે જે એટલી ક્રિયા કરે ॥ નિત્ય નિત્ય હાલ ગુજારે ને માણ જ લેવે ॥ મુખી તે જે ક્રિયા આચરસું નિર્ભય રહે ॥ એવી આશીષ સદ્‌ગુરૂ ઈમામશાહ કહે ॥૩૯॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥



* મૃતક = તમામ કામનાઓનો નાશ કરીને મરેલા જેવો * સચરાચર = સર્વવ્યાપક * પર વેદના = બીજાનું દુઃખ * હાલ ગુજારે = પરિસ્થિતિ રજુ કરવી.

ॐ

भवाशर्वाविदं ब्रुमो रुद्रं पशुपतिश्च यः ।
इषुर्या एषां संविद्म तानः सन्तु सदा शिवाः ॥ ९ ॥
दिवं ब्रूमो नक्षत्राणि भूमिं यक्षाणि पर्वतान् ।
समुद्रा नद्योऽवेशन्तास्ते नो मुञ्यन्त्वहंसः ॥ १० ॥
सप्तषीर्न वा इदं ब्रूमोऽपो देवीः प्रजापतिम् ।
पितृन् यमश्रेष्ठान् ब्रूमोस्ते नो मुञ्यन्त्वहंसः ॥ ११ ॥
ये देवा दिविपदौ अन्तरिक्षसदश्य ये ।
पृथिव्यां शक्रा ये श्रितास्ते नो मुञ्यन्त्वहंस ॥ १२ ॥
आदित्वा रुद्रा वसवो दिवि देवा अथर्वाणः ।
आङ्गिंरसो मनीषिणस्ते नो मुञ्यन्त्वहंसः ॥ १३ ॥

अं. कां - ११ सुक्त. - ६. मंत्र - ९ थी १३

ભાવાર્થ : "ભવ અને શર્વ જે પશુ પાલક રુદ્ર છે, એનાં જે જે બાણો અમને વિદિત છે તે અમારે માટે હંમેશાં કલ્યાંણ કારી થાવ" ॥૯॥ દ્યુલોક, નક્ષત્ર, ભૂમિ, યક્ષ, પર્વતો, સમુદ્રો, નદીઓ, જળાશયો "॥૧૦॥ "સાતર્ષિગણ, જળ, પ્રજાપતિ, પિતૃ અને તેમના અધિપતિ યમ" ॥૧૧॥" દ્યુલોકમાં રહેવાવાળા જે દેવો છે અને અંતરીક્ષમાં રહેવાવાળા જે દેવો છે તે સમર્થ દેવ જે પૃથ્વીના આશ્રયમાં છે, તે અમને સર્વને પાપથી બચાવે" ॥૧૨॥ "આદિત્ય, રુદ્ર, વસુ જે દ્યુલોકમાં નિશ્ચલ દેવ છે, તથા મનનશીલ અંગીરસ છે તે અમને સર્વને પાપથી બચાવો" ॥૧૩॥

# મંત્ર ત્રીજો

## મુખી મહારાજે ક્ષમા માગવાનો મંત્ર છે.

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી ક્ષમા હજાર વાર । સેવક અપરાધી, કીધા અપરાધ લાખ ॥૧॥ આદ્ય અંતના ધણી શ્રી નિષ્કલંકી નારાયણ ॥ તમે જાંબુદ્વિપના ધણી ॥૨॥ વિષ્ણુ નારાયણ વિશ્વાધાર ॥ સૃષ્ટિના સર્જનહાર, જાંબુદ્વિપે ધર્યો અવતાર ॥૩॥ રેણી કીજે ખેર ॥ દિવસ કીજે મહેર ॥૪॥ સ્નેહની દૃષ્ટિ કરો ॥ સેવકનાં દુઃખ-દરિદ્ર દૂર કરો ॥૫॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥



ॐ

# ॐ

अर्दितेर्हस्तां स्त्रुचमेतां द्वितियां समक्र षयो भूतकृतो यामकृप्वन् ।
सा गात्राणि विदुष्योदनस्य दर्निर्वेधामध्येनं चिनोतु ॥ २४ ॥

अ. कां. -११ सु १ मंत्र - २४

नस्मते अस्तु विद्यते नमस्ते स्तनचित्नवे ।
नमस्ते अस्त्वश्मने येना दूडाशे अस्यसि ॥

अ. कां - १ सु १३ मंत्र - १

**ભાવાર્થ** : "દુનિયા નિર્માણ કરનારા સાત ઋષિઓએ આ કડછી નિર્માણ કરી છે, આ કડછીથી વારંવાર અન્ન લઈ વેદી પર મૂક"- ૨૪

"હે વિશેષ પ્રકાશમાન, તને નમસ્કાર હો, ગડગડાટ કરવાવાળા તને નમસ્કાર હો.

કરા (બરફના કરા) રૂપ તને નમસ્કાર હો. જેનાથી તુ દુઃખ દેવાવાળાને દૂર ફેંકે છે." - ૧

# મંત્ર ચોથો

卐 **મુખીમહારાજે બ્રહ્માસન આગળ ઉભા રહીને સ્તુતિ કરવાનો મંત્ર છે.** 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ૐ ૐ

પ્રથમ શબ્દ તો ૐ* કાર ॥ ૐ કાર*થી ધંધુકાર નિરંજન નિરાકાર* ॥ તમે સૃષ્ટિના સર્જનહાર ॥ સ્વામી તમે ધર્યા અવતાર ॥ સ્વામી ધર્મ માંહે તમે ॥ સ્વામી સૃષ્ટિ માંહે તમે ॥ પ્રગટ તમે, પ્રત્યક્ષ તમે, કાયમ* તમે ॥ નિત્ય તમે, આદ્ય તમે, અંત તમે ॥ કળા તમારી અસ્તિત્વ તમારૂં ॥ ભાવ, ભક્તિ, શ્રદ્ધા અમારા ॥૫॥ અમો સેવક અપરાધી ॥ સ્વામી તમો અપરાધ ક્ષમા કરનાર ॥ સેવકોને દર્શન દેજો ॥ ફળંતર* વેળામાં ઉગારી લેજો ॥ આસને સિંહાસને આવી પરવરો ॥ કીધા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધથી બચાવશો ॥ પાંચ, સાત, નવ, બાર-તેત્રીસ કરોડીના મેળા આપો ॥ લાખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ ગત ગંગાને દર્શન દેજો ॥ સ્વામી ઐક્ય* કરો ॥ દ્વૈત* દૂર કરો ॥ ધર્મ સ્થાપો, પાપ કાપો ॥ સતિયાંની સોબતમાં રાખો ॥ સમર્યા સહાય કરો, કરગર્યા કાને ધરો ॥ આવાગમન* દૂર કરો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥



* ૐ = જગતના તમામ તત્ત્વોની ખાણ * કાર = આકાર * ધંધુકાર = ઘુજતા શબ્દોનો આભાષ
* નિરાકાર = જેનો આકાર નથી * કાયમ = નિરંતર, નિત્ય * ફળતંર વેળા = છેવટનો સમય
* ઐક્ય = એકતા * દ્વૈત્ = જુદાપણું * આવાગમન = જન્મમરણ

ॐ

**पुमान पुंसीऽधि तिष्ठ चर्मेहि तत्र हयस्व यतमा प्रियाते ।**

**यावन्तावग्रे प्रथमं समयथुस्तद वाक्यो यमराजे समोनम् ॥**

अथर्व वेद कांड - १२ सुक्त - ३ मंत्र - १

**ભાવાર્થ** : "માણસોમાં જે સર્વથી બળવાન હોય છે, તે જ સર્વનો અધિષ્ઠાતા હોવાને યોગ્ય છે. તેવા જ મનુષ્યે અધિષ્ઠાતા બનવું જોઈએ. તે મુખ્ય આસન ઉપર બેસે. ત્યાં પોતાના હિતકારી અનુયાયીઓને બોલાવે ભેગા કરે. આ મેળાપ (સંઘ) જ શક્તિ ઉત્પન્ન કરે છે. અને તેનાથી રાજ્યનું નિયંત્રણ થાય છે. રાષ્ટ્રમાં આ શક્તિ સમાન રીતે વહેંચવામાં આવે, નહીં કે કોઈ એકમાં તે વધારે પ્રમાણમાં હોય."

# મંત્ર પાંચમો

## 卐 મુખી મહારાજે પ્રથમ જમણો પગ બ્રહ્માસન ઉપર મૂકી, પ્રાર્થના કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતૃગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

હે સ્વામી કાયમ દેવ* પાયા* ॥ સ્વામી પાયા ॥ સ્વામીજીનાં દર્શન પાયા ॥ ઋષિવરોનાં રાજ પાયા ॥ અમરાપુર*ના વાસ પાયા ॥ અનંત* કરોડીના સત્સંગ પાયા ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

* કાયમ દેવ = હંમેશાં રહેનારો, અખંડ અવિનાશી * પાયા = મેળવ્યા * અમરાપુર = જ્યાં નાશ નથી તેવું સ્થાન, મોક્ષધામ * અનંત = છેવટનો સંગ કે જેથી સંખ્યાનો સુમાર નથી. શ્રી નિષ્કલંકી નારાયણના અનુયાયીઓ.

# ૐ

अदितिद्यौ रतितिरन्तरिक्षमदितिर्माता स पिता स पुत्र: ।
विश्वेदेवा अदिति: पञ्चजना आदितिर्जातमदितिर्जनित्वम् ।।१।।
महीमू षु मातरं सुव्रतानामृतस्य पत्नीमवसे हवामहे ।
तुविक्षत्रामजरन्तीमुरुचीं सुशर्माणादिति: सुमणीतिम् ।।२।।

अथर्व वेद कांड - ७ सुक्त - ६ मंत्र - १, २

ભાવાર્થ : "માતૃભૂમિ જ અમારું સ્વર્ગ છે, તે જ અંતરિક્ષ છે, તે જ માતા, પિતા અને પુત્ર-પૌત્ર છે. તે જ અમારું સર્વસ્વ છે અને તે જ અમારી જનેતા છે. થયેલું અને થવાનું બધું જ કાંઈ અમારા માટે માતૃભૂમિ જ છે." - ૧

"માતૃભૂમિ ઉત્તમ પુરુષાર્થ કરવાવાળા મનુષ્યોની રક્ષા કરે છે. સત્યની રક્ષક તે જ છે. તે જ માતૃભૂમિને માટે અનેક પ્રકારના ક્ષાત્ર તેજો પ્રકાશિત થાય છે."

"માતૃભૂમિ ક્ષીણ ન કરનારી છે, વિશાળ સુખ આપનારી છે. અમને ઉત્તમ માર્ગ પર ચલાવવાવાળી અને અમને અન્ન આપવાવાળી છે. તેનાથી જ અમારી રક્ષા થાય છે. તેથી અમે તેનો યશ ગાઈએ છીએ." - ૨

# મંત્ર છઠ્ઠો

## 卐 ઘટના આસન તથા પાટ માંડવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે ૐ કાર માંહે આપો આપ ॥ શક્તિરૂપી જપાવ્યો જાપ ॥ શક્તિ રૂપી રચ્યો સંચાર ॥ શક્તિ વેદ ઉત્તમ આચાર ॥ હેઠે શક્તિને ઉપર કલા* ॥ પાંચ દેવ તે સભરે* ભર્યા ॥ આસન શક્તિ નૂરી* તેજ ॥ નૂરે સર્જ્યા નિરંજન હેત ॥ શ્રેષ્ઠ શક્તિ માટી સહી ॥ માટી વિના ન ઉપન્યા કોઈ ॥ માટી ઘટ ને માટી પાટ ॥ માટી થી થાય મોક્ષ મુક્તિની વાટ ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

**सुत्रामाणं पृथिवी द्यामनोहसं सुशर्माणमदितिं सुप्रणीतिम् ।**
**दैवी नावं स्वरित्रामनागसो अखवन्तीमा रुहेमा स्वस्तये ॥३॥**
**वाजस्य नु प्रसवे मातरं महीमदितिं नाम वचसा करामहे ।**
**यस्या उपस्थ उर्वँन्तरिक्षं सा नः शर्म त्रिवरुथं नि यच्छात् ॥४॥**

अथर्व वेद कांड - ७ सुक्त - ६ मंत्र - ३, ४

**ભાવાર્થ** : "ઉત્તમ હલેસાંવાળી, અંદર પાણી ન આવનારી. હોડી ઉપર ચઢવાની જેમ અમે ઉત્તમ રક્ષક, તેજસ્વી, અવિનાશક, સુખદાયક, ઉત્તમ ચાલક માતૃભૂમિની ઉપર અમે અમારા કલ્યાણ માટે ઉન્નત થઈએ છીએ." - ૩

---

* કલા = વિદ્યાયુક્તિ, હુન્નર, આદ્યપુરુષનો ભેદ * સભરે ભર્યા = સર્વ ઠેકાણે વ્યાપક * નૂરી = દેદિપ્યમાન

"અન્નની ઉત્પત્તિ કરવા માટે, અન્ન આપનારી માતૃભૂમિનું અમે યશોગાન કરીએ છીએ. જેના ઉપર આ મોટું અંતરિક્ષ છે, તે માતૃભૂમિ અમને ઉત્તમ સુખ આપે." - ૪

# મંત્ર સાતમો

## 卐 પાટ માંડી નમસ્કાર કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી, તમારા દશે આવતારોને પ્રણામ ॥ પૃથ્વી માતા તમને પ્રણામ ॥ માતા વસુંધરા, તમને પ્રણામ ॥ સ્વામી તમે, અલખ* તમે, અમર તમે, કાયમ તમે ॥ કીરતાર* તમે, દર્શન દેજો તમે માતા વસુંધરા તમને પ્રણામ ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

ब्रह्मास्य शीर्ष बृहदस्य पृष्ठं वामदेव्यमुदरमोनदस्य ।
छन्दांसि पक्षो मुखमस्य सत्यं विष्टरी जातस्तपसोऽधि यज्ञः ॥१॥

अथर्व वेद कांड - ४ सुक्त - ३४ मंत्र - १

* અલખ = સમજાય નહીં તેવો, લખી ન શકાય તેવો. * કીરતાર = કર્તા પ્રભુ, ઈશ્વર.

ભાવાર્થ : "આ અન્નનું શિર બ્રાહ્મણ, પીઠ ક્ષત્રિય અને મધ્યભાગ વૈશ્ય છે છંદ તેના ડાબા-જમણા ભાગ છે અને સત્ય તેનું મુખ છે. આ અન્નથી વિસ્તૃત યજ્ઞ સિદ્ધ થાય છે." - ૧

# મંત્ર આઠમો

## 卐 પાટ ઉપર અક્ષત મૂકવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

પ્રથમ આદ્ય નિરંજન ધંધુકાર ॥ સૃષ્ટિ કાજે ગોર-નરે ધર્યા અવતાર ॥ ધંધુકારમાં ધ્યાન જ ધરી ॥ છત્રીસ યુગને ચોર્યાસી ચોકડી પહેલી કરી ॥ પહેલાં સજર્યા બ્રહ્મ-સ્તન* ॥ તેથી સજર્યા આત્મરતન ॥ આપસ તનથી પ્રગટયા નૂર ॥ તેને સજર્યા ચંદ્ર-સૂર્ય ॥ નારાયણે સર્જી મૂરત ચાર* ॥ ચતુર્વેદ ને ૐ કાર ॥ ૐ કારથી સજર્યા સતપંથ ॥ ધરી અવતારને બાંધ્યા બંધ ॥ સ્વામી ! અથર્વવેદને ચોક સિંહાસને આવો ॥ ઘટમાં આવીને વાસ કરો ॥ પાટની પૂજાએ રહો, કળશમાંહે કળા ધરો ॥ ઘટ-ગતમાં આવી પરવરો ॥ આદ્યબ્રહ્મા*એ ઘટ-પાટ સ્થાપ્યા ॥ ચારે દિશા ને ચોવીસ મુલકે, ઉપદેશ આપી ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં ॥ કર્તા મૂરત સોહી ॥ આલોક, પરલોક, દેવલોક, ગત ગંગા તથા આજ્ઞાંકિત સેવકોનાં આમંત્રણ સ્વીકારો ॥ કળશ માંહે તમારી કળાધરો ॥

* બ્રહ્મસ્તન = બ્રહ્માનું શરીર * મૂરતચાર = (૧) બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) મહેશ (૪) શક્તિ * આદ્યબ્રહ્મા = જગતને પેદા કરનાર મૂળ પુરુષ * સોહી = એજ

ૐ

નિરંજન નિષ્કલંકી નારાયણ સદ્‌ગુર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહે દર્શન દીધાં ॥ બાર કરોડી જીવો ઉદ્ધાર્યા ॥ સદ્‌ગુરુએ બતાવ્યાં ધર્મ ને જપાવ્યા જાપ ॥ સદ્‌ગુરુએ કીધા પાક, ગોરનરે પુરી શાખ*, મુખી મહારાજ સ્થાપ્યા સવા લાખ ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

इन्द्रो मा मरुत्वान् प्राच्या दिश:
पातु बाहुच्युता पृथिवी द्यामिवोपरि ।
लोककृत: पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥२५॥
धाता मा निरऋत्या दक्षिणाया दिश:
पातु बहुच्युता पृथिवी द्यामिवोपरि ।
लोककृत: पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥२६॥
अदितिर्मादित्यै: प्रतिच्या दिश:
पातु बाहुच्युता पृथिवी द्यामिवोपरि ।
लोककृत: पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥२७॥

* શાખ = સાક્ષી

सोमो मा विश्वैर्देवैरुदीचया दिश:

पातु बाहुच्युता पृथिवीद्यामिवोपरि ।

लोकक्रृत: पथिकृतो यजामहे ये

देवानां हुतभागा इह स्थ ॥२८॥

अथर्व वेद कांड - १८ सुक्त - ३ मंत्र - २५ थी २८

ભાવાર્થ : "પવનથી યુક્ત ઈન્દ્ર, મારી પૂર્વ દિશાથી આવવાવાળી આપત્તિઓનું નિવારણ કરી રક્ષા કરે, જેવી રીતે કે પૃથ્વી દ્યુની રક્ષા કરે છે તેવી રીતે અમારે માટે લોકો અને માર્ગોના બનાવવાવાળા દેવજનોની અમે પૂજા કરીએ છીએ, તે હવિદાન કરે છે જો કે દેવજન સંસારમાં વિદ્યમાન છે."

"દક્ષિણ દિશામાં સર્વને ધારણ કરવાવાળા અમારી રક્ષા કરે."

"પશ્ચિમ દિશામાં અખંડનીય શક્તિ, અદિન શક્તિ આદિત્યોથી પશ્ચિમ દિશાથી આવવાવાળી વિપત્તિઓથી અમારી રક્ષા કરે."

"સોમ બધા દેવોની સાથે ઉત્તર દિશાથી આવવાવાળી આપત્તિઓથી અમારી રક્ષા કરે."

# મંત્ર નવમો

## 卐 પાટને ચારે દિશાએ પૈસા મૂકવાનો મંત્ર છે 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી, આજ કળિયુગનું વર્તમાન ॥ જો આજ નારાયણનું સ્થાન ॥૧॥ ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણુ, ઘટે દેવ મહેશ્વર ॥ ઘટમાં ચૌદ લોકનો વાસ ॥૨॥ તેત્રીસ કરોડી દેવતાનો વાસ ॥ ઘટ મધયે બ્રહ્મા-વિષ્ણુનો પરિવાર ॥૩॥ જે આજ કળિયુગમાં હોય તેનો વાસ ॥ પાત્ર નિષ્કલંકી નારાયણ ॥૪॥ સિંહાસન તમારું ॥ તમે બેસો ॥૫॥ સત તમારું દત્ત તમારું ॥ ધર્મ તમારો, કર્મ અમારું ॥૬॥ ભાવ ભક્તિ શ્રદ્ધા અમારાં અમે સેવકો અપરાધી ॥ અમને તમારા ચરણમાં રાખો ॥૭॥ સમર્યા સહાય કરો ॥ કરગર્યા કાન ધરો ॥૮॥ આવાગમન દૂર કરો ॥૯॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥



ॐ

यज्ञ यज्ञं गचछ यज्ञपतिं गच्छ ।
स्वां योनिं गच्छ स्वाहा ॥

अथर्व वेद कांड - ७ अ ९ सुक्त - १२ मंत्र - ५

ભાવાર્થ : "હે યજ્ઞ ! આપ પૂજનીય પરમાત્મા એવા વિષ્ણુની પાસે જાઓ કે જેના વડે આપ પ્રતિષ્ઠિત થયા છો. પછી યજ્ઞના પાલક એવા યજમાનને (આપના દ્વારા) ફળ પ્રદાન થાઓ, પછી સઘળી સૃષ્ટિની કારણભૂત પરમેશ્વરી શક્તિ પોતાની યોનિને પ્રાપ્ત થાઓ. આ યોગ્ય રીતે આહુતિ અપાયેલું ઘી આપનું છે."

# મંત્ર દસમો

## 卐 પાટે પૈસા મૂકી પગે લાગવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

પ્રથમ આદ્ય નારાયણે કીધો વિસ્તાર* ॥ ત્યારે દિશા આલેખી* ચાર ॥ ચતુર્દિશામાં કીધાં ચતુર્થ મુકામ ॥ ત્યાં સદ્ગુરુએ દેખાડયાં હરીનાં ધામ ॥ પ્રથમ, દ્વિતિય, તૃતિય, ચતુર્થ કલ્પ*ની શાખ ધરી ॥

---

* વિસ્તાર = ફેલાવો, રચના * આલેખી = નક્કી કરી * મુકામ = ઠેકાણુ * કલ્પ = ચાર યુગની ચોકડી તે કલ્પ

સદ્‌ગુરુએ નામ ભણાવ્યાં હરિ ॥ ઝાંખા*, મેઘા*, કિન્નર* અનંત ॥ જેણે સદ્‌ગોરસું રાખ્યાં અવિચળ ચિત્ત ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

ॐ

उदेनमुत्तारं नयाग्रे धृतेनाहुत ।
समेनं वर्चसा सृज प्रजया च बहुं कृधि ॥१॥
इन्द्रे मंप्रतरं कृधि सजातानामसद वशी ।
रायस्पोषेण सं सृज जीवातवे जशसे नय ॥२॥
यस्य कृष्मो हविर्गृहे तमग्रे वर्धया तवम् ।
वस्मै सोमो अधि ब्रवदयं च ब्रह्मणस्पति: ॥३॥

अथर्व वेद कांड - ६ सुक्त - ५ मंत्र - १ थी ३

ભાવાર્થ : "જેના ઘરમાં હવન થાય છે તેની દરેક પ્રકારે ઉન્નતિ થાય છે. દરરોજ તેને સુખ અને સંપત્તિ પ્રાપ્ત થાય છે, તેથી હવન કરવું હંમેશાં લાભકારી છે. હવનથી આરોગ્ય, બળ, દીર્ઘાયુ પ્રાપ્ત થઈને ધન, યશ અને બીજા બધા જ પ્રકારના અભ્યુદય અને નિ:શ્રેયસ પણ પ્રાપ્ત થાય છે."

---

* ઝાંખા = દશરાયણ કલ્પના ભક્તોનાં મુખીનાં નામ * મેઘા = દેવગુણ કલ્પના ભક્તોના મુખીનાં નામ
* કિન્નર = લીલવ ગુણ કલ્પના ભક્તોના મુખીનાં નામ.

# મંત્ર અગિયારમો

## 卐 કુંભ-કળશને ધુપ-લોબાનથી પવિત્ર કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ધૂપ જલે* અગર* જલે ભવંની પીડા ટળે ॥
દેવ જાગે, ત્યાં દૈત્ય ભાગે. ધૂપ ત્યાં રૂપ, દેવ ત્યાં પૂજા ॥
અલખ નિરંજન નિરાકાર, અવર* દેવ નહિ દૂજા ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

ૐ

ये ते पन्थानोव दिवो ये भिविश्वभैरय: ।
तेभि: सुम्नया धेहि नो वसो ॥१॥

अथर्व वेद कांड - ७ सुक्त - ५५ (५७-२) मंत्र - १

* જલે = બળે * અગર = સુગંધિત દ્રવ્યો * અવર = બીજો અન્ય

ॐ ॐ

असपत्नं नो अधरादसपत्नं न उतरात् ।

इन्द्रासपत्नं नै : पश्चाज्ज्योति: शूर पुरस्कृधि ॥१७॥

अथर्व वेद कांड - ८ सुक्त - ५ मंत्र - १७

अप तस्य इतं तमो वयावृत: स पाप्मना ।

सर्वाणि तस्मिन ज्योतिषि यानि त्रीणि प्रजापतौ ॥४०॥

अथर्व वेद कांड - १० सुक्त - ७ मंत्र - ४०

ભાવાર્થ : "હે પ્રભુ ! જે તારા પ્રકાશનો માર્ગ છે અને જેનાથી તું આખા જગતને ચલાવે છે, તેનાથી અમને સુખના માર્ગે લઈ ચાલ અને અમને સુખ આપ." - ૧

"અમારી રક્ષા ચારે તરફથી થયા કરે અને અમારી સન્મુખ પ્રકાશનો માર્ગ સ્થિર રહે." - ૧૭

"તે જ્યોતિથી અંધકાર સર્વત્ર નષ્ટ થાય છે તે પાપથી વિમુક્ત છે, તે પ્રજાપાલકમાં સર્વ જ્યોતિ છે. જેત્રણ સંયોગ, વિયોગ અને સ્થિતિ તથા રજ, સત્ત્વ અને તમ રુપે છે. આ ત્રણ ગુણોના અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ દેવતાના પ્રતિક રૂપે છે. આ જ્યોતિનું ધ્યાન કરી, ગુરૂ પાસેથી મળેલા મંત્રથી, શ્વાસોચ્છવાસની સાથે તાલબદ્ધ સ્મરણ કરવું, જેથી ત્રિગુણી પ્રકૃતિમાંથી મુક્તિ મળે છે અને એક જ સત્ત્વ ગુણ રહે છે. તે જ પ્રણવરૂપે પૂર્ણ પરિબ્રહ્મ છે." - ૪૦

## મંત્ર બારમો

卐 દિવ્ય જ્યોતને પ્રણામ કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ॐ ॐ

ગુરૂ દીવો ॥ ગુરૂ દેવતા ॥ ગુરૂ વિના ઘોર અંધકાર* ॥ ગુરૂ વિના યુક્તિ નહિ ॥ ગુરૂ વિના મુક્તિ* નહિ ॥ મન તાળું ॥ ગુરૂમંત્ર કુંચી ॥ ખોલો ધર્મદ્વાર* ॥ દેખો નારાયણકા દિદાર ॥ તરીએ ભવ-સાગર પાર ॥ જાગે જ્યોત, ત્યાં ભાગે છોત* ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

ॐ

(१) अप्स्व ? न्तरमृतमप्सु भेषजम् । अपामुत प्रशस्तिभिरश्वा भवंथवाजिनो गावो भवथवाजिनी: ॥४॥

अथर्व वेद कांड - १ सुक्त - ४ मंत्र - ४

(२) आपो हिष्ठ मयोभुवस्ता न उर्जेदघातना मयेरणाय चक्षसे ॥१॥

अथर्व वेद कांड - १ सुक्त - ५ मंत्र - १

(३) हिरण्यवर्णा: शुचय: पावका यासु जात: सविता यास्वग्नि । या अग्निं गर्भ दधिरेसुवर्णास्ता न आप: शं स्योना भवन्तु ॥१॥

(४) यासां राजा वरुणो याति मध्ये सत्यानृते अवपश्यन् जनानाम् । या अग्निंगर्भधिरेसुवर्णास्ता न आप: शंस्योना भवन्तु ॥२॥

* ઘોર અંધકાર = જેમાં દીવો પણ પ્રકાશ ન આપી શકે તેવું અંધારુ * મુક્તિ = બંધન નહી તેવું. * દ્વાર = દરવાજો, બારણું * છોત = આભડછેટ, અપવિત્રતા.

(५) यासां देवा दिवि कृण्वन्ति भक्षं या अंतरिक्षे बहुधा भवन्ति ।
या अग्निं गर्भदधधिरेसुवर्णास्ता न आप: शंस्योना भवन्तु ॥३॥

(६) शिवेन मा चक्षुंषा पश्यताप: शिवया तन्वोप स्पृशत त्वाचं मे ।
धृतश्चुत: शुचयो या: पावकास्ता न आप: शं स्योना भवन्तु ॥४॥

अथर्व वेद कांड - १ सुक्त - ३३ मंत्र - १ थी ४

(७) दिव्यं सुवर्ण पयसं बृहनतमषा गर्भ वृषभमोधीनाम् ।
अभीपतो वृष्टया तर्पयन्तमा नो गोष्टेरयिष्ठां स्थापयाति ॥१॥

अथर्व वेद कांड - ७ सुक्त - (३९-४०) मंत्र - १

ભાવાર્થ :

(૧) જળમાં અમૃત છેં જળમાં ઔષધ છે. જળના પ્રશંસનીય ગુણધર્મોથી ઘોડા બળવાન થાય છે. અને ગાયો બળવાળી થાય છે.

(૨) હે જળ ! કારણ કે તમે સુખકારક છો, એટલા માટે તમે અમારા બળને માટે તથા રમણિયતાનાં દર્શનને માટ અમને પુષ્ટ કરો.

(૩) જે સુવર્ણ સમાન ચળકતા રંગવાળા, શુદ્ધતા અને પવિત્રતા વધારવાવાળા, જેમાં સૂર્ય અને અગ્નિ છે, જે ઉત્તમ રંગવાળા જળ અગ્નિને ગર્ભમાં ધારણ કરે છે તે જળ અમને બધાંને સુખદાયક થાય.

(૪) જે જળની મધ્યમાં રહેલા વરૂણ રાજા, મનુષ્યનાં સત્ય-અસત્ય કર્મોનું અવલોકન કરે છેં ઉત્તર રંગવાળું જળ અગ્નિને ગર્ભમાં ધારણ કરે છે, તે જળ અમને બધાંને શાંતિ અને સુખદાયક થાય.

(૫) દેવ દ્યુલોકમાં જેનું ભક્ષણ કરે છે અને જે અંતરિક્ષમાં અનેક પ્રકારથી રહે છેં જે ઉત્તમ રંગવાળું જળ અગ્નિને ગર્ભમાં ધારણ કરે છે તે જળ અમને સર્વને શાંતિ અને સુખ આપનારું થાવ.

ૐ ૐ

(૬) હે જળ ! કલ્યાણકારી નેત્ર દ્વારા તમે મને જુઓ. કલ્યાણકારી પોતાના શરીરથી મારી ત્વચાને સ્પર્શ કરો. જે તેજ આપવાવાળું શુદ્ધ અને પવિત્ર જળ છે, તે અમારે માટે શાંતિ અને સુખ આપનારું થાવ.

(૭) આકાશમાં રહેવાવાળા, જળને ધારણ કરવાને માટે જળથી પરિપૂર્ણ જળની ભારી વૃષ્ટિ કરવાવાળા, ઔષધિ અને વનસ્પતિના ગર્ભને વધારવાવાળા, સર્વ પ્રકારે વૃષ્ટિ દ્વારા તૃપ્તિ કરવાવાળા, શોભાયુક્ત સ્થાનમાં રહેવાવાળા મેઘને, દેવ અમારી ગૌશાળાની ભૂમિમાં સ્થાપન કરો. અર્થાત્ અમારી ભૂમિમાં ઉત્તમ વૃષ્ટિ થાય.

# મંત્ર તેરમો

## 卐 કળશમાં વિષ્ણુ સ્વરૂપે જળ ભરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ૐ ઉનાદ*, સાદ*, શબ્દ*, નૂર, તેજ, બિંબ* ॥ આપોઆપ ઉપાયા ઇંડ* ॥ ઇંડ માંહેથી સર્જ્યા* પિંડ ॥ પિંડ માંહે ઈચ્છા કીધી ॥ અનંત લીલા* વર્તી* લીધી ॥ ઇંડ છેદીને ઉપન્યા આપ ॥ ચતુર મૂર્તની કીધી સ્થાપ ॥ કહી આદેશને ઓમકાર ॥ પ્રગટ કીધી મૂરત ચાર ॥ ખાણી, વાણી, ને સર્જ્યા વેદ ॥ જુજવા વાચાને જુજવા* ભેદ ॥ હરિઅંશ*માં છે ભરપૂર ॥ સ્થળ બાંધી સર્જ્યા નૂર ॥ નૂર કાંડી* અજંપા જાપ* ॥ ચતુર મૂર્ત ને નિરંજન આપ ॥ અન્નદેવને ઉપન્યા બ્રહ્મ* ॥

---

* ઉનાદ = પોતાની મેળે ઉત્પન્ન થતો શબ્દ, પ્રણવ * સાદ = મધુર અવાજ * શબ્દ = અર્થ સૂચક અવાજ * બિંબ = તેજનું ગોળ પ્રતિબિંબ અર્થ વિનાનો અવાજ, શંકરનો શબ્દ * ઇંડ = લંબગોળ આકાર * પીંડ = શરીર * લીલા = રચના * વર્તી = ગોઠવી * જુજવા = જુદા * હરીઅંશ = શ્રી પરમાત્માની નિર્માણ કરેલી બ્રહ્મા અને વિષ્ણુની કળાના અંશની વેલ * અજંપો જાપે = વગર જપે જપાય તે * બ્રહ્મ = નિર્વીકાર, મુળ પુરુષ, જગત કર્તા, વિકાર વગરના.

ૐ ૐ

મત્સ્યે* કળશ કરી સ્થાપ્યા ધર્મ ॥ સ્વ પુરુષને શક્તિ સાર, વિષ્ણુ જળને કળશ કિરતાર ॥ આશ પૂરો, વાસ કરો, નૂરનો પ્રકાશ કરો ॥ કળશ માંહે કળા ધરો ॥ ઋષિવર જીવોને પાવન કરો ॥ સદ્‌ગોર ઈમામશાહ મહારાજ અરજ કરે ॥ જાંબુદ્વિપે કુંવારિકા ક્ષેત્રે શ્રી નિષ્કલંકી નારાયણ રુપે કળશ માંહે કળા ધરો ॥ ઘટમાંહે વાસ તમારો કરો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

ॐ

**पृतनाजितं सहमानमग्निमुक्थैहवामहे परमात् सधस्थात् ।**
**स न: पर्षदति दुर्गाणि विश्वा क्षामत देवोति दुरितान्यग्नि ॥१॥**

अथर्व वेद कांड - (६६ ६५) मंत्र - १

ભાવાર્થ : "શત્રુનો પરાભવ કરવાવાળા અને શત્રુનાં આક્રમણોને સહન કરવાવાળા પ્રભુ છે. તેનું અમે ગુણગાન કરીએ છીએ અને તેને પોતાના શ્રેષ્ઠ સ્થાનથી અમે અહીં અમારી પાસે બોલાવીએ છીએ. તે નિ:સંદેહ અમને દુ:ખોથી બચાવશે અને મુસીબતોમાંથી પાર ઉતારશે."

* મત્સ્યે = વિષ્ણુના દશ અવતારોમાં પહેલો અવતાર.

# મંત્ર ચૌદમો

卐 કુંભ-કળશ સ્થાપીને નમસ્કાર કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતૂગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

વિષ્ણુ ઉપજંતે* મહા વેહવા રંગ ॥ શક્તિ ઉપજંતે અનંત તત્વમ્* ॥ સ્વામીજી ॥ તમારૂં સિંહાસન સ્થાપો ॥ તમે નૂરે પરવરો ॥ ઘટમાંહે વાસ તમારો કરો ॥ તમે અનંત વાર સ્થાપો ॥ તમે અનંત વાર ઓચરો* તમે અથર્વવેદને વાયકે* ફળો ॥ તમે આદ્ય નારાયણ કળા પ્રકાશીને ॥ ત્રણે દેવ પેદા કીધા ॥ તે દેવ યુગે યુગે આવી અવતર્યા ॥ ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણુ, ઘટે દેવ મહેશ્વર, ॥ અથર્વવેદની કળા ધરો ॥ ઘટમાં ઈશ્વર તમે કર્તા, તમે હરતા ॥ આદ્ય બ્રહ્માએ ઘટ-પાટ સ્થાપી ॥ ચારે દિશાનેચોવિસ મુલકે ઉપદેશ આપી ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં કર્તા મૂરત સોહી. ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

* ઉપજંતે = પ્રગટતાં * તત્વમ્ = ઉત્તમપણુ * ઓચરો = બોલો * વાયકે = શબ્દે, વચને, આજ્ઞાએ
* અથર્વ વેદ = કળજુગનો મુખ્ય વેદ

ॐ

ब्रह्मास्य शीर्ष बृहदस्य पृष्ठं वामदेव्यमुदरमोदनस्य ।
छन्दांसि पक्षौ मुखमस्य सत्यं विष्ठा री जातस्तपसोऽधि यज्ञ: ॥१॥

अथर्व वेद कांड - १ सुक्त - ३३ मंत्र - १ थी ४

ભાવાર્થ : "આ અન્નનું શિર બ્રાહ્મણ છે, પીઠ ક્ષત્રિય અને મધ્ય ભાગ વૈશ્ય છે. છંદ તેના ડાબા-જમણા ભાગ છે. અને સત્ય તેનું મુખ છે. આ અન્નથી વિસ્તૃત યજ્ઞ સિધ્ધ થાય છે."

# મંત્ર પંદરમો

卐 **કુંભ-કળશમાં બ્રહ્મ સ્વરૂપે અક્ષત તારવાનો મંત્ર છે.** 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

પ્રથમ આદ્ય નિરંજન ૐ કાર ॥ ૐ કારથી ધંધુકાર ॥ સૃષ્ટિ તણો કીધો વિસ્તાર ॥ સ્વામી ! તમે ધર્યા અવતાર ॥ મનમાંહે હરિએ ધર્યા હેત ॥ ત્યારે રચ્યું એક બ્રહ્મ જ ક્ષેત્ર ॥ બ્રહ્મ સ્તનથી ઝર્યાં નૂર ॥ ત્યારે સર્જ્યાં આત્મ રતન ભરપૂર ॥ હરિએ કીધાં દૃષ્ટિ કામ ॥ ત્યારે સર્જ્યાં પિંડને પ્રાણ ॥ પિંડ માંહે મૂકી માયા ॥ અનંત સ્વરૂપી સરજી કાયા ॥

જળ અક્ષતે પૂરે વાસ ॥ આદ્ય નિરંજન માંહે પ્રકાશ ॥ કળશે ચાર મૂરત મળી કરે જુક્તિ ॥ ઋષિવર જીવોને આપો મુક્તિ ॥ જાંબુદ્વિપે ભરત ખંડે* કુંવારિકા* ક્ષેત્ર સ્થાને બેસો ॥ તમે નિરંજન નિષ્કલંકી નારાયણ ॥ સદ્ગોર આદ્ય બ્રહ્મા ॥ તમે અક્ષત રૂપે કળશ માંહે કળા ધરો ॥ આ ઘટ માંહે તમારો વાસ કરો ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

ऋ तस्य पन्थामनु तिस्त्र आगुस्त्रायो धर्मा अनु रेत आगु: ।
प्रजामेका जिन्वन्यूर्जमेका राष्ट्र मेका रक्षति देवयूनाम् ॥१३॥

अथर्व वेद कांड - ८ सुक्त - ९ मंत्र - १३

प्राणापानौ मृतयोर्मा पातं स्वाहा ॥१॥
द्यावापृथिवी उपश्रुतया मा पातं स्वाहा ॥२॥
सूर्य चक्षुषा मा पाहि स्वाहा ॥३॥
अग्ने वैश्वानर विश्वैर्मा देवै: पाहि स्वाहा ॥४॥
विश्वम्भर बिश्वेन मा भरसा पाहि स्वाहा ॥५॥

अथर्व वेद कांड - २ सुक्त - १६ मंत्र - १ थी ५

* ભરતખંડ = ભરત રાજાએ નામ નિર્માણ કરેલો ખંડ, હિન્દુસ્તાન * કુવારિકા ક્ષેત્રે = કુવારીકા પૃથ્વી જે સ્થાને હોય તેવી જમીનનો ભાગ.

ભાવાર્થ : "ત્રણે શક્તિઓ સત્યની અનુકૂળતાથી થાય છે. તથા ત્રણે યજ્ઞ વીર્યની સાથે ચાલે છે. એક સંતાનની રક્ષા, બીજી બળની રક્ષા અને ત્રીજી દેવના ઉપાસકોના રાષ્ટ્રની રક્ષા કરે છે." - ૧૩

"પ્રાણ અને અપાન અમને મૃત્યુથી બચાવો (૧) દ્યાવા પૃથ્વીની શ્રવણ શક્તિની સહાયતાથી, સૂર્ય દર્શન શક્તિથી અમારો બચાવ કરો" (૨-૩). "વિશ્વવ્યાપક પુરૂષ બધી દિવ્ય શક્તિઓ દ્વારા તથા વિશ્વંભર ઈશ્વર પોતાની પોષણ શક્તિ દ્વારા મારી રક્ષા કરો. હું મને પોતાને તેની રક્ષામાં સમર્પિત કરૂ છું" (૪-૫).

# મંત્ર સોળમો

## 卐 કુંભ-કળશમાં બ્રહ્મ સ્વરૂપે અક્ષત તારીને નમસ્કાર કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી અક્ષત બ્રહ્મ સ્વરૂપે તમે છો ॥ આસન*-સિહાસન*ના ભોક્તા* તમે છો ॥ ઘટ-પાટના ધણી તમે છો ॥ ઘટ માંહે વાસ તમારો છે ॥ સ્વામી ! દાતા* - ભોકતા તમે છો ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય નારાયણ ! ઘટ માંહે વાસ પૂરો ॥ આદ્ય અંતના

* આસન = મુખી મહારાજ બિરાજમાન થાય તે * સિહાસન = નિષ્કલંકી નારાયણ બિરાજમાન થાય તે.
* ભોક્તા = ભોગવનારા * દાતા = દેનાર, આપનાર પ્રભુ.

ધણી તમે છો ॥ અથર્વવેદની કળા ધરો ॥ તમે પ્રગટ રૂપ ધરો જાંબુદ્વિપના ધણી ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

यं क्रदसि अवतश्चस्कमाने भियसाने रोदसी अह्येथाम ।
यस्यासौ पन्था रजसो पिमान: कस्मै देवाय हविषा विधेम ॥३॥

अथर्व वेद कांड - ४ सुक्त - २ मंत्र - ३

प्रपथे पथामजनिष्ट पुषा प्रपथे
दिव: प्रपथे पृथिव्या ।
उमो अभि प्रियतमो सधस्थे आ
च परा च चशति प्रजानन् ॥१॥
पूषेमा आशा अनु वेद सर्वा:
सौ अस्माँ अभयतमोन नेषत् ।
स्वस्तिदा आवृणि: सर्ववीरोप्रयुच्छन्
पुर एतु प्रजानन् ॥२॥

अथर्व वेद कांड - ७ सुक्त (९, १०) मंत्र - १, २

ભાવાર્થ : "યુધ્ધ કરનારી બંને સેનાઓ વિજય મેળવવા જેને શરણે જાય છે, દ્યાવા, પૃથ્વી ભયને સમયે જેને સહાયતા મેળવવા માટે પ્રાર્થના કરે છે તથા જેની પ્રાપ્તિનો માર્ગ તે માર્ગ પર ચાલનારની યોગ્યતા વધારનારો છે તે દેવતાની અમે બધાએ પૂજા કરવી જોઈએ," - ૩

"પરમેશ્વર આ ત્રિલોકનાં સર્વ સ્થાનોમાં હાજર છે. તે સઘળાં સુખદાયક સ્થાનોને અથવા અવસ્થાઓને જાણે છે અને તે અમારી સર્વની પાસે છે અને દૂર પણ છે. - ૧"

"તે સર્વના પોષણ કર્તા છે અને સર્વને યણાવત્ જાણે છે. તે જ અમને નિર્ભયતાના માર્ગે યોગ્ય રીતે અને સુરક્ષિત રીતે લઈ જાય છે. તે જ અમારૂં સર્વનું કલ્યાણ કરવાવાળાં બધામાં વીર-વૃત્તિ ઉત્પન્ન કરવાવાળા, સર્વની ઉન્નતિનો માર્ગ જાણનારા અને કદી પણ પ્રમાદ ન કરવાવાળા છે. તેને જ અમે અમારા સર્વના માર્ગદર્શક માનીએ છીએ." - ૨

# મંત્ર સત્તરમો

## 卐 ઘટ-પાટ તથા ઘટ પાટના દેવોને ફુલહાર ચડાવવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

"સ્વામી ! પાન ફૂલના ભોક્તા તમે છો, સ્વામી , પાન-ફૂલનો સ્વીકાર કરો, સ્વામી તમે પાન-ફૂલમાં વાસ કરો, સ્વામી તમારા નામ પર બલિહારી જાઉં, સ્વામી તમો પરમ પવિત્ર, સ્વામી તમો ભાગ્ય વિધાતા

ૐ ૐ

સ્વામી તમો ઈષ્ટ, સ્વામી તમો રક્ષક, સ્વામી તમો સૃષ્ટિના સર્જનહાર, સ્વામી તમો આદ્ય, સ્વામી તમો અંત, સ્વામી તમો અવતાર, સ્વામી તમો પાત્ર, સ્વામી તમો શ્રી મત્સ્ય, શ્રી કુર્મ, શ્રી વરાહ, શ્રી નરસિંહ, શ્રી વામન, શ્રી પરશુરામ, શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીબુદ્ધ, સ્વામી તમો શ્રી નિષ્કલંકી નારાયણ સૌને દેજો દર્શન, સદ્ગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, તમારા નામ પર બલિહારી જાઉં, અનંત અવગુણ અમારા અમો સેવક અપરાધી, તમો સાહેબ ક્ષમા બક્ષણહાર, જાંબુદ્વિપે કુંવારીકા ક્ષેત્રમાં ઋષિવર જીવોને આપો દર્શન, સ્વામી કૃપા કરો, કળશ માંહે કળા ધરો, સ્વામી નૂર સ્વરૂપે ફૂલવાસ માંહે પરવરો,

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥



ૐ ૐ

ॐ

यस्य द्यौरूर्वी पृथिवी च
महि यस्वाद उर्वन्तरिक्षाम् ।
यस्यासौ सूरो विततो महितवा
कस्मै देवाय हविषा विधेम ॥४॥
यस्य विश्वे हिवन्तो महित्वा
समुद्रे यस्यं रसामिदाहु: ।
इमाश्च प्रदिशो यस्यं बाहू कस्मै
देवाय हविषा विधम ॥५॥
आपो अग्रे विश्वभावग्नमाँ
दधाता अमृता ऋताज्ञा: ।
यातु देविष्यधि देव आसित्कस्मै
देवाय हविषा विधेम ॥६॥

अथर्व वेद कांड - ४ सुक्त २ मंत्र - ४, ५, ६

ભાવાર્થ : "જેના મહિમાથી ઘુલોક વિસ્તીર્ણ થયો છે, આ પૃથ્વી વિશાળ બની છે, અને આ અંતરિક્ષ લાંબું-પહોળું બનેલું છે તથા જેના સામર્થ્યથી સૂર્ય પ્રકાશે છે તે દેવની પૂજા કરવી જોઈએ." - ૪

"જેના બળથી હિમયુક્ત પહાડો ઊંચા ઊંચા ઊભા છે, પ્રાણીઓને રહેવા માટે સમુદ્રમાં ભૂમિ બની છે, અને દિશા-ઉપદિશાઓ જેના બાહુની સમાન ફેલાયેલી છે, તે દેવની પૂજા કરવી જોઈએ." - ૫

"સત્ય નિયમથી ચાલનારી, જીવન આપનારી, ગર્ભ ધારણ કરીને પ્રજા ઉત્પન્ન કરનારી, પ્રકૃતિરૂપ જળની ધારાઓ જ્યારે વિશ્વની રચના માટે આગળ વધી ત્યારે તેનું સંચાલન કરનાર એક દેવ હતા. તે દેવની પૂજા કરવી જોઈએ." - ૬

# મંત્ર અઢારમો

卐 ઘટ-પાટ તથા ઘટ પાટના દેવોને ચુવા, ચંદન, અબીલથી પૂજન કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી, કેસર-કસ્તુરીના ભોક્તા તમે છો, સ્વામી, અગર-ચંદનના ભોક્તા* તમે છો, સ્વામી, અત્તર, અબીલ ગુલાલના ભોક્તા તમે છો, સ્વામી, પરીમલ* વાસનાના ભોક્તા ભમે છો, સ્વામી, દાતા, ભોક્તા તમે છો, સ્વામી ચુવા-ચંદન કેસર કસ્તુરી, અત્તર, અબીલ, ગુલાલની વાસના તમે સ્વીકાર કરો.

સદ્‌ગુરૂ ઈમામ શાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

* ભોક્તા = ભોગવનાર * પરીમલ = સુગંધી પદાર્થોનું અર્ચન.

ॐ

यस्य द्यौरूर्वी पृथिवी च
महि यस्वाद उर्वन्तरिक्षम् ।
यस्यासौ सूरो विततो महितवा
कस्मै देवाय हविषा विधेम ॥४॥
यस्य विश्वे हिवन्तो महित्वा
समुद्रे यस्यं रसामिदाहुः ।
इमाश्च प्रदिशो यस्यं बाहू कस्मै
देवाय हविषा विधम ॥५॥
आपो अग्रे विश्वभावग्नमँ
दधाता अमृता ऋताज्ञाः ।
यातु देविष्यधि देव आसित्कस्मै
देवाय हविषा विधेम ॥६॥

अथर्व वेद कांड - ४ सुक्त २ मंत्र - ४, ५, ६

ભાવાર્થ : "જેના મહિમાથી દ્યુલોક વિસ્તીર્ણ થયો છે, આ પૃથ્વી વિશાળ બની છે, અને આ અંતરિક્ષ લાંબું-પહોળું બનેલું છે તથા જેના સામર્થ્યથી સૂર્ય પ્રકાશે છે તે દેવની પૂજા કરવી જોઈએ." - ૪

"જેના બળથી હિમયુક્ત પહાડો ઊંચા ઊંચા ઊભા છે, પ્રાણીઓને રહેવા માટે સમુદ્રમાં ભૂમિ બની છે, અને દિશા-ઉપદિશાઓ જેના બાહુની સમાન ફેલાયેલી છે, તે દેવની પૂજા કરવી જોઈએ." - ૫

"સત્ય નિયમથી ચાલનારી, જીવન આપનારી, ગર્ભ ધારણ કરીને પ્રજા ઉત્પન્ન કરનારી, પ્રકૃતિરૂપ જળની ધારાઓ જ્યારે વિશ્વની રચના માટે આગળ વધી ત્યારે તેનું સંચાલન કરનાર એક દેવ હતા. તે દેવની પૂજા કરવી જોઈએ." - ૬

ॐ भूर्भुव: स्व: तत्सिवतुर्वरेण्यम् भर्गो देवस्य
धीमहि धियो यो न: प्रचोदयात ।।

ऋ वेद-मंडळ-३२ सुक्त-६२ मंत्र-१०

**ભાવાર્થ-૧** : "જે પરમાત્માએ વિશ્વનું સર્જન કર્યુ છે અને જેનુ અમે ધ્યાન કરીએ છીએ, તે પૂજવા યોગ્ય પરમાત્મા કે જે બધાં પાપો અને અજ્ઞાનને નિવારનાર છે તે અમારી બુદ્ધિને પ્રરણા આપો."

**ભાવાર્થ-૨** : "આ સૃષ્ટિનું સર્જન કરનારા, હજારો હજારો તેજસ્વી સૂર્ય સમાન પરમાત્મા કે જે પાપ અને અજ્ઞાનનો નાશ કરનાર છે તે (પરમાત્મા) અમારી બુદ્દિને સન્માર્ગે પ્રેરે."

# મંત્ર ઓગણીસમો

## 卐 ગોરનર હરિઅંશ-ગાયત્રી મંત્ર છે. 卐

આદેશ = હરી ॐ

ॐ भूर्भुव: स्व: तत्सिवतुर्वरेण्यम् भर्गो देवस्य धीमहि धियो यो न: प्रचोदयात ॥

ॐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ॐ નમો શ્રી સતૃગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

પ્રથમ પરમેશ્વરા* ॥ પ્રવાદે* જલ સાગરા* ॥ સેવાને કારણે હેત

* પરમેશ્વરા = મહાન બળવાળો, સત્તાવાળો * પ્રવાદે = જુનો શબ્દ * સાગરો = સમુદ્ર

ૐ ૐ

રચંતે ॥ ધરતી ઉપર પાએ ન દેતવા ॥ સદા* સર્વ પ્રલયે ગતં ॥ પ્રથમ નીલ* વર્ણ તે ધંધુકાર ॥ ત્યારે સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર ॥ ત્યાં કવન ચેન પરિવર્તન્તે ? ॥ દભ* દેહી* તે આદ્ય પુરૂષ નારાયણ ॥ આપ મને આપ ધ્યાન કર્તવ્યમ્* ॥ હો સ્વામીજી તદા નૂર નિર્વાણ* આપ હસ્તકે ॥ તદા* નિરંજન તે નિરાકાર ॥ ત્યાં નીલ વર્ણ તે ધંધુકાર ॥ ત્યારે નહી, અહુ નહિ ઊનાદ, ત્યારે નહિ સાદ નહિ શબ્દ, નહિ ૐ કાર નહિ ઉત્પત નહિ, રેવત* નહિ રચના, નહિ પવન નહિ પાણી, નહિ ખાણી, નહિ વાણી, નહિ વેદ નહિ ભેદ, નહિ જળ નહિ કમળ, નહિ હમળ* નહિ વમળ* નહિ પર્વત નહિ પાષાણ, નહિ નદીઓ નહિ નવાણ, નહિ સમુદ્ર નહિ સાગર નહિ ગિરિવર* નહિ કૈલાસ, નહિ મેરૂ નહિ મેખલા*, નહિ સ્વર્ગ* નહિ નરક*, નહિ મૃત્યુ* નહિ પાતાળ*, નહિ ધરતી* નહિ આકાશ*, નહિ ચંદ્ર નહિ સૂર્ય, નહિ તારા નહિ ધ્રુવ નહિ મેઘ નહિ મંડળ, નહિ રેહણી નહિ દિવસ, નહિ સૂન* નહિ પોકાર*, નહિ જરણ* નહિ મરણ, નહિ સૃષ્ટિ નહિ સંયોગ* નહિ ભાવ* નહિ ભયંકર, નહિ રૂપ નહિ રેખા*, નહિ રાગ* નહિ ભાષા, નહિ દમ નહિ કદંબ, નહિ રીત નહિ કરીત, નહિ યોગ નહિ યુક્તિ, નહિ શક્તિ નહિ ભક્તિ, નહિ મોહ નહિ માયા, નહિ કામ નહિ કાયા.

---

* સદા સર્વ પ્રલયે ગતં = તે વખતે બધુ હંમેશાનું નાશ થયેલા રૂપમાં * નીલ વર્ણ = શ્યામ રંગ વાળો * કવચ ચેન = કીયાં કીયાં ચિન્હો * દભ્ = ધીમી ગતિવાળો * દેહી = શરીરવાળુ * કર્તવ્યમ્ = કર્તા * નિર્વાણ = જે વાણી ન આવે તેવું મોક્ષ * તદા = ત્યારે * રેવત = દ્રવ્યવાળો, ગૃહસ્થ * હમળ = ભાર, ગર્ભ * વમળ = બળવાન વેગ * ગિરિવર = પર્વતોમાં શ્રેષ્ઠ મેરૂ * મેખલા = ગ્રહોની ખાણ, ગ્રહોની જન્મદાતા, યજ્ઞ કુંડની ચાર મેખલા (પૈસા) * સ્વર્ગ = વિષ્ણુ લોક * નરક = યમરાજાનું કેદખાનું, પાપીઓનું મરણ પછીનું સ્થાન * મૃત્યુ = મનુષ્યલોક, પૃથ્વી * પાતાળ = પાતાળલોક, મનુષ્યલોકની નીચેનો ભાગ * ધરતી = ધારણ કરનાર પૃથ્વી * આકાશ = પૃથ્વીની ઉપરનો ભાગ, જ્યા ગ્રહો ફરે છે.

ૐ ૐ

ત્યારે ભાવ ભેદ કંઈ નહોતા ॥ તદ્દા આદ્ય નિરંજને કઈ પેરે સૃષ્ટિ નીપાઈ હો સ્વામીજી ॥

પ્રથમ નીલ વર્ણ ધંધુકાર, ધંધુકાર મધ્યે ૐ કાર ॥ ૐ કારથી હેત ધરીઆ ॥ હેત થકી નીર ઝરીયાં ॥ નીર થકી ખીર કરીઆ ॥ ખીર થકી ફીણ* ઉપાયા ॥ ફીણ માંહેથી ઇંડ નીપાયા ॥ ઇંડ થકી રચંતે સર્વ રચના ॥ ઇંડ છેદીને ત્રણ ભુવન સર્જ્યા હો સ્વામીજી ॥ પ્રથમ પાંચ યુગ તો જમીનની જડ બાંધતાં ॥ પાંચ યુગ તો પિયાલ* થોભંતાં ॥ પાંચ યુગ તો ગઢ* મેરૂ ઉઠંતાં ॥ પાંચ યુગ તો બ્રહ્માંડ* જડંતા ॥ આઠ યુગ તો ગીતા-ગાયત્રી ઓચરંતા ॥ નવ યુગ તો નીર નવાણ ભરંતાં ॥ બાર યુગ તો રૂંઢ* માળા ફેરવંતાં ॥ વીસ યુગ તો વિભુ* વનસ્પતિ વસંતાં ॥ ત્રણ યુગ તો ત્રિભુવન ત્રિશૂલ ધરંતા ॥ એક યુગ તો ૐકાર બોલી ભણંતાં ॥ એવા તોંતેર યુગ તો વહી ગયા સ્મીજીને અટકળ કરતાં ॥ તદ્દા અગમ અગોચર સદ્ગોર બ્રહ્મા નર નારાયણ દેવ મહેશ્વર ॥ એ ત્રણ દેવની જે પૂજા કરે તેના આવાગમનના ફેર ટળે ॥

તદ્દા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય ॥ સત્ય ઉપર દત્ત ॥ દત્ત ઉપર ક્ષમા ॥ ક્ષમા ઉપર ગજા ॥ ગજા* ઉપર નીલ ॥ નીલ ઉપર શેષનાગ* ॥ શેષનાગના શિર ઉપર ધબલા ધોરી ॥ ધબલા* ધોરીના

---

* પેરે = રીતે, પ્રકારે * ફીણ = પાણી ઉપર પવનના જોરથી આવતો ધોળો પરપોટાનો સમુહ * પિયાલ = પાતાળ * ગઢમેરૂ = મેરૂનો ગઢ * બ્રહ્માંડ = ચૌદભુવનનો જથ્થો * ગજા = હાથીનો આકાર * શેષનાગ = હજાર ફેણવાળો નાગ * ધબલા ધોરી = મહાબળવાન બળદની આકૃતિનો એક દેવ * રૂંઢમાળા = મોટા મણકાની માળા * વિભુ = ત્રીગુણી

શીંગ ઉપર ચાઈ ॥ એટલા ઉપર યત્ન કરી સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ* ॥ જે કરણ* કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યા તે રૂપ ઓળખીને આજ કરો કમાઈ ॥ પ્રથમ નામ તો નીલ ॥ અનીલ ॥ સુન ॥ શાન ॥ નાન ॥ જ્ઞાન ॥ મેયાન ॥ નુર તેજ ॥ જલ ॥ કમલ ॥ કદમ ॥ આદ્ બુંદ ॥ નાદ બુંદ ॥ ગજતત્ત્વ ॥ પ્રેમતત્ત્વ ॥ આદ્ય પુરુષ ॥ આદ્ય પુરુષથી ૐ કાર ॥ ૐ કાર થી ચારે વેદ પ્રકાશ ॥ આદ્ય પુરુષથી નાભીચક્ર ॥ નાભીચક્રથી ભયે* ગોર બ્રહ્મા ॥ સદ્ગોર બ્રહ્માથી સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ ॥ જે ચાર કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યા થકી ગોર નરે અવતાર લીધા તે અવતાર ઓળખીને આજ કરો કમાઈ ॥

"પ્રથમ નામ તો ૐ કાર ઉનાદ ॥ અવિગત્ય ॥ અહેદ ॥ હવ ॥ કવ ॥ તત્ત્વ ॥ ધર્મ ॥ તેજ ॥ કેવલિક ॥ નાદ ॥ ઓત્રા ॥ હરિતખ્ત ॥ પુરૂરવા ॥ અતીતવંશી ॥ પ્રેમ ઋષિ ॥ વંશ તો શ્રી મત્સ્ય ભગવાન ॥૧॥ મત્સ્યના મનાઈત ॥ ઉગ્રસેન ॥ અજુવંત ॥ બ્રેહસ્પત ॥ અશોમિત્ર ॥ ત્રિકમ ઋષિ ॥ વંશ તો શ્રી કૂર્મ ભગવાન ॥૨॥ કુર્મના વસરત ॥ દકાઈત ॥ કાત્યાયન ॥ પરજાઈત ॥ દાઢમ ઋષિ ॥ વંશ તો શ્રી વરાહ ભગવાન ॥૩॥ વરાહના દેહેર ॥ રૂપક ॥ કેશવ ॥ નસખલિપત્ય ॥ ગૌતમ ॥ અંબરિષ ॥ વંશ તો શ્રી નૃસિંહ ભગવાન ॥૪॥ નૃસિંહના મુનાયક ॥ વંશ

* નિપાઈ = ઉપજાવી, બનાવી. * કરણ = કાળનું માપ, બાર કલાક અથવા ત્રીસ ઘડીનો સમય, અગીયાર લાખ વર્ષનો એક યુગ એવા ત્રેત્રીસ યુગનો એક કરણ. * ભયે = ઉત્પન્ન થયા.

વઢણ ॥ વીર લોચન ॥ કશ્યપ ઋષિ ॥ વંશ તો શ્રી વામન ભગવાન ॥૫॥ વામનના માનધાતા ॥ પૃથ્વી જય ॥ અસરત ॥ જગમદગ્ની ઋષિ ॥ વંશ તો શ્રી પરશુરામ ભગવાન ॥૬॥ પરશુરામના રઘુ ॥ નઘુ ॥ યયાતી ॥ કેવળિક ॥ અજેપાળ ॥ દશરથ ॥ વંશ તો શ્રીરામ ભગવાન ॥૭॥ રામના લવ ॥ પદ્મ ॥ પરિક્ષિત ॥ વીરપાળ ॥ વસુદેવ ॥ વંશ તો શ્રીકૃષ્ણ ભગવાન ॥૮॥ કૃષ્ણના પ્રદ્યુમ્ન ॥ સેસ્થાન ॥ બિલસ્થાન ॥ વેણી વચ્છરાજ ॥ સિંહરાજ ॥ વંશ તો શ્રી બુધ્ધ ભગવાન ॥૯॥

શ્રી બુધ્ધ ભગવાનથી જે હરિઅંશ આજ કળિયુગમાં ગુપ્ત ચાલ્યો આવે છે તે જ હરિઅંશમાં કળિયુગને અંતે ધર્મની સ્થાપનાને માટે આદ્ય વિષ્ણુ ભગવાનનો જે અંતિમ દસમો અવતાર પ્રગટ થશે તે આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણને ગત ગંગાના કોટી કોટી નમસ્કાર ॥

## 卐 અથર્વવેદી ગાયત્રી મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ ૐ ૐ કારમ્, કલ્યંગકર્તા, વિશતિવિસ્વાપાપમ્, વિશ્વાધર્મ:, અરૂદ્ધં પાતકમ્, ધર્મોરેખા માત્ર:, ધર્મ ઈતિ પરિબ્રહ્મ:, અથર્વવેદ: શ્વેતવર્ણ:, વર્ણાદિવિષ્ણુ: સવિષ્ણુ નારાયણ:, બ્રહ્માંગમ્, બ્રહ્મવંશાદિ: પાત્ર: વર્ણાદિ ધર્મો મ્લેચોઅભૂજ્જગતિ, ઈચ્છાંગોવિષ્ણુનારાયણ:, અત: પરિવક્ષ્યામિ મહાજ્ઞાનભેદમ્, જમ્બુદ્વીપે કલાંગમ્ પવિત્રં

વર્તમાનમ્, મહાકાલીયુગ ઉપજાયતે નારાયણ: તેજો ભવિતા, અંગકર્તા, પ્રજ્વાલયતિ પાતકમ્, અનાદિ: પુરુષ:, મમ જીવનં ભવતિ, આર્યાગમ્ પરિબ્રહ્મ: ષોડશંકમ્ મંગલશ્ચ સત્વાનિ, સતપાત્રાદિપરમેશ્વર:, પરિબ્રહ્મ: અનાદિ પુરુષ વેલાંગમ્ ભવતિ કર્માયતિ પરિબ્રહ્મ: સ્થળે સેવાંગમ્, નમ:, સર્વ ઈતિ પરિબ્રહ્મ: પરમેશ્વર:, પરિબ્રહ્મ:.

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ:

## 卐 શ્રી નિષ્કલંકી નારાય ગાયત્રી મંત્ર 卐

**ॐ नमो निष्कलंकी नारायण जर्नादनाय**

**भस्यायुधाय विह्महे तन्नेज्वह् हरः प्रचोदयात्, तन्नेज्वह हरः प्रचोदयात्**

**ॐ शांतिः शांतिः शांतिः ।**

**ॐ**

**समऋ षनिभ्यावर्ते । ते मे द्राविणं**

**यच्छनतु ते मे ब्राह्मणवर्चसम् ।।३९।।**

**ब्रह्माभ्यावर्ते । तन्मे दविणं**

**यच्छन्तु तन्मे ब्राह्मणवर्चसम् ।।४०।।**

**ब्राह्मणाँ अभ्यावर्ते । ते मे दविणं**

**यच्छन्तु ते मे ब्राह्माणवर्चसम् ।। ४१।।**

**अथर्व वेद कांड - १० सुक्त -५ मंत्र - ३९, ४०, ४१**

ભાવાર્થ : "હું સપ્તઋષિઓને અનુકૂળ ગમન કરું છું તેઓ મને ધન અને જ્ઞાનતેજ આપે"-૩૯
"હું જ્ઞાનીને અનુકૂળ ચાલુ છું, તેઓ મને ધન અને જ્ઞાનરૂપી તેજ આપે" - ૪૦
"હું બ્રાહ્મણોને અનુકૂળ ચાલુ છું, તેઓ મને ધન અને જ્ઞાનરૂપી તેજ આપે" - ૪૧

ॐ ॐ

# મંત્ર વીસમો

## 卐 ઘટ-પાટ અને કુંભાભિષેક વારીયજ્ઞ-મહાપૂજામાં પધારેલા દેવોને પ્રદક્ષિણા કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

શ્રી બ્રહ્મા વાચા ॥ શ્રી વિષ્ણુ વાચા ॥ શ્રી મહેશ વાચા ॥ શ્રી આદ્ય નારાયણ વાચા ॥ શ્રી આદ્ય શક્તિવાચા ॥ શ્રી મત્સ્ય વાચા ॥ શ્રી કૂર્મ વાચા ॥ શ્રી વરાહ વાચા ॥ શ્રી નૃસિંહ વાચા ॥ શ્રી વામન વાચા ॥ શ્રી પરશુરામ વાચા ॥ શ્રી રામ વાચા ॥ શ્રી કૃષ્ણ વાચા ॥ શ્રી બુધ્ધ વાચા ॥ શ્રી નિષ્કલંકી નારાયણ વાચા ॥ જો પ્રદક્ષિણા કરીને પુજીએ ઘટ ને પાટ તો સોહેલી* થાએ અમરાપૂરની વાટ* ॥

(૧) પ્રથમ કર્તાયુગે શ્રી મત્સ્ય, કૂર્મ, વ્યારાહ અને નરસિંહ ભગવાનની પરિક્મા કરીને પૂજ્યા ઘટ-પાટ તેની સોહલી થઈ અમરાપુરની વાટ.

(૨) બીજા ત્રેતાયુગે શ્રી વામન, પરશુરામ અને શ્રી રામચંદ્ર ભગવાનની પરિક્મા કરીને પૂજ્યા ઘટ-પાટ તેની સોહલી થઈ અમરાપરની વાટ.

(૩) ત્રીજા દ્વાપર યુગે શ્રી કૃષ્ણચંદ્ર અને બુધ્ધ ભગવાનની પરિક્મા કરીને પૂજ્યા ઘટ-પાટ તેની સોહલી થઈ અમરાપરની વાટ.

(૪) ચોથા કલિયુગે શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનની જે કોઈ પરિક્મા કરીને પૂજશે ઘટ-પાટ તેની સોહલી થશે અમરાપરની વાટ.

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

* સોહેલી = સુગમ, સહેલી, સરળ * વાટ = રસ્તો, માર્ગ

ॐ ॐ

ૐ

येरू स्यां स्थोदिच्यां दिशि प्रविध्यन्तो
नाम देवास्तेषां वो वात इषव: ।
ते नो मृडत ते नोऽधिं ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो व: स्वाहा ॥४॥

अथर्व वेद कांड - ३ सुक्त - २६ मंत्र - ४

ભાવાર્થ : "જે તમે આ ઉત્તર દિશામાં વેધ કરવાવાળા આ નામના દેવ છો, તમારૂ વાયુ બાણ છે, તે તમો અમને સુખી કરો અને ઉપદેશ કરો. તમારે માટે અમારા નમન અને સમપર્ણ હો."

# મંત્ર એકવીસમો

## 卐 કુંભ કળશને ઉત્તર દિશાાએ ઉદક*થીઅભિષેક કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ॥ ચાર* ખાણ, ચાર* વાણ ॥ ચાર વેદ*, પંચ દેવ, સપ્ત ઋષિ ॥ ચૌદ બ્રહ્માંડ ॥ દશ અવતાર ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરના કુળ કાયમનો પરીવાર ॥ સ્વામી તમે કળશમાં કળા ધરો. ઘટ માંહે તમારો વાસ પુરો.

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

* ઉદક = પાણી * ચાર ખાણ = સ્વેદ જ, ઇંડજ, ઉદ્‌ભીજ, જરાજ. * ચાર વાણ = પરા, પયસ્યંતિ, મધ્યમા, વિખરી. * ચાર વેદ = ઋગ્વેદ, યર્જુવેદ, સામવેદ, અથર્વવેદ.

ॐ

येरू रस्यां स्थ प्राच्यां दिशि हेतयो
नाम देवास्तेषां वो अग्निरिषवः ।
ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो वः स्वाहा ॥१॥

अथर्व वेद कांड - ३ सुक्त - २६ मंत्र - १

**ભાવાર્થ** : "તમે પૂર્વ દિશામાં વજ્ર નામવાળા દેવ છો, તમારું અગ્નિ બાણ છે, એવા તમો અમને સુખી કરો અને ઉપદેશ કરો. એવા તમારે માટે અમારું નમન અને સમર્પણ હો."

# મંત્ર બાવીસમો

**卐 કુંભ કળશને પૂર્વ દિશાએ ઉદકથી અભિષેક કરવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ધરતી આકાશ ॥ પવન પાણી ॥ અઢાર* ભાર વસ્પતિ ॥ એકવીસ બ્રહ્માંડ ॥ સાત દ્વિપ, સાત સાહેર* ॥ નવસેં નવ્વાણુ નદીઓ ॥ અષ્ટકૂળ પર્વત ॥ નવ કૂળ* નાગ ॥ બાર કૂળ મેઘ ॥

* અઢાર ભાર વનસ્પતિ = ચાર ભાર પાનનું બિયારણ, છ ભાર વેલાનું બિયારણ, આઠ ભાર ફળફૂલનું બિયારણ. * સાહેર = સમુદ્ર, દરિયો * કૂળ = જાત.

ૐ

દસ દિશા ॥ દસમો અવતાર ॥ શ્રી નિષ્કલંકી નારાયણ સ્વામી તમે કળશમાં કળા ધરો ॥ ઘટ માંહે તમારો વાસ પુરો. ॥

સદ્દગુરૂ ઈમામ શાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

ૐ

येरू स्यां स्थ दक्षिणायां दिश्य विष्यवो
नाम देवास्तेषां व: काम इषव: ।
ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो व: स्वाहा ॥२॥

अथर्व वेद कांड - ३ सुक्त - २६ मंत्र - २

ભાવાર્થ : **"જે તમો આ દક્ષિણ દિશામાં રક્ષા કરવાની ઈચ્છા કરનારા આ નામના દેવ છો, તમારૂ કામ-બાણ છે, તમો અમને સુખી કરો અને ઉપદેશ કરો. તમને અમારાં નમન હો અને સમપર્ણ હો."**

# મંત્ર ત્રેવીસમો

卐 કુંભકળશને દક્ષિણ દિશાએ ઉદકથી અભિષેક કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતૃગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ૐ

મા તુળજા દેવી, સીતા, કુંતા, તારા, દ્રૌપદી, કનકા શક્તિ, રૂક્ષ્મણી, શક્તિ માતા કાલીકા, યોગમાયા*, અલખ* નિરંજને સંસાર નિપાયા ॥ અઠયાસીસહસ્ત્ર, ઋષિ ॥ સોળ કરોડી કુળ પરિવાર ॥ છત્રીસ કરોડી કુળ પરિવાર ॥ નવ્વાણું કરોડી ઝાંખા કુળ પરિવાર ॥ છપ્પન કરોડી મેઘા કુળ પરિવાર ॥ બત્રીસ કરોડી કિન્નર કુળ પરિવાર ॥ તેત્રીસ કરોડી દેવતા ॥ અનંત કરોડીના તારણહાર ॥ સ્વામી તમે કળશમાં કળા ધરો ॥ ઘટ માંહે તમારો વાસ પુરો. ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

ॐ

येरू स्यां स्थ प्रतिच्यां दिशि वैराजा
नाम देवास्तेषां व आप इषव: ।
ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो व: स्वाहा ॥३॥

अथर्व वेद कांड - ३ सुक्त - २६ मंत्र - ३

**ભાવાર્થ** : "જે તમો આ પશ્ચિમ દિશામાં વિરાજ નામના દેવ છો, તે તમારું જળ બાણ છે. તે તમે અમોને સુખી કરો અને ઉપદેશ કરો. તમારે માટે અમારું નમન હો અને સમર્પણ હો."

* યોગમાયા = દેવી, નારાયણી, આદ્યશક્તિ. * અલખ = લક્ષમાં ન આવે તેવો, લખી ન શકાય તેવો.

ૐ ૐ

# મંત્ર ચોવીસમો

## 卐 કુંભ કળશને પશ્ચિમ દિશાએ ઉદકથી અભિષેક કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ચંદ્ર, સૂર્ય, નવલખ તારા ॥ સપ્ત ઋષિ ॥ નિરંજન નિરાકાર ॥ અરશ કુર્શિ* ને લોહ* કલમ* તે વૈકુંઠ દ્વાર ॥ કહે સદ્‌ગોર બ્રહ્મા સત્પંથ સદા ઉત્તમમ્ ॥ મુક્તિ માર્ગનો ભેદ તે બ્રહ્મદ્વાર* ॥ સ્વામી તમે કળશ માં કળા ધરો ॥ ઘટ માંહે તમારો વાસ પુરો. ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ: ॥

卐

* અરશ કુર્શિ = સ્વર્ગ ભુવન. * લોહ = લખવાની પાટી. * કલમ = લેખણ પરમાત્માનાં ચરિત્ર.
* બ્રહ્મદ્વાર = બ્રહ્માને આંગણે, બ્રહ્માને બારણે.

ૐ ૐ

ॐ

येरू रस्यां स्थ प्राच्यां दिशि हेतयो
नाम देवास्तेषां वो अग्निरिषव: ।
ते नो मृऽत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो व: स्वाहा ॥१॥

येरू स्यां स्थ दक्षिणायां दिश्य विष्यवो
नाम देवास्तेषां व: काम इषव: ।
ते नो मृऽत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो व: स्वाहा ॥२॥

येरू स्यां स्थ प्रतिच्यां दिशि वैराजा
नाम देवास्तेषां व आप इषव: ।
ते नो मृऽत ते नोऽधिं बूत तेभ्यो
वो नमस्तेभ्यो व: स्वाहा ॥३॥

येरू स्यां स्थादिच्यां दिशि प्रविध्यन्तो
नाम देवास्तेषां वो आप इषव: ।
ते नो मृऽत ते नोऽधिं बूत तेभ्यो
वो नमस्तेभ्यो व: स्वाहा ॥४॥

येरुस्या स्थ धूवायां दिशि निलिम्पा

नाम देवास्तेषां वः ओषधीरिषवः ।

ते नो मृडत ते नोडधि ब्रूत तेभ्यो

वो नमस्तेभ्यो वः स्वाहा ॥५॥

येरुस्या स्थोध्यायां दिश्यवस्वन्तो

नाम देवास्तेषां वो बृहस्पतिरिषवः ।

ते नो मृडत ते नोडधि ब्रूत तेभ्यो

वो नमस्तेभ्यो वः स्वाहा ॥६॥

ભાવાર્થ: "પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ધ્રુવા(પૃથ્વી) અને ઉર્ધ્વા (આકાશ) આ છ દિશાઓ છે. આ છ દિશાઓમાં ક્રમશ: વજ્ર, રક્ષણની ઇચ્છા કરનારા સ્વયંસેવકો, રાજ સહિત સ્થિત અર્થાત્ પ્રજાસત્તાક વૈધકતા લેપ કરનારા વૈધ અને ઉપદેશક એમની પ્રધાનતા છે. તેઓ જનતાને ઉપદેશ કરે છે, અને તેની રક્ષા કરે છે, તેથી જનતા પણ તેમનો સત્કાર કરે છે. અને તેમને માટે આત્મ સમર્પણ કરે છે."

# मंत्र पचीसमो

**卐 દશે દિશાના દેવોને ઉદકથી અભિષેક કરી છાંટ નાખી નમસ્કાર કરવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ૐ કાર ॥ વમ્* કાર ॥ મહ* કાર ॥ ભૂમકાર* ॥ નિરંજન નિરાકાર ॥ આદ્યે રોપ્યા ચતુર સ્થંભ ॥ તળે માંડ્યો પાટને ઉપર કુંભ ॥ કુંભમાં બેઠી મૂરત ચાર માંહે નિરરંજન નિરકાર ॥ ચાર પુરુ ષને એકજ નાર ॥ માંહે સાત દર્શનનો આચાર ॥ પ્રદક્ષિણાનું મોટું દાન ॥ પૂજીએ તો મેરૂ સમાન ॥ કહી આદેશને નાખી છાંટ ॥ ત્યારે ધરતી આસમાન રહ્યાં એકાંત* ॥ ચતુર્દિશા ને ખૂણા ચાર ॥ ખગોળ ભૂગોળ સૌ વિસ્તાર ॥ સત્ય સંતોષે ઇંડા આકાર ॥ ઇંડા થકી રચ્યો સંસાર ॥ કુંભે નુર કળશનો ભેદ ॥ યજ્ઞ સ્થાપ્યો વારી મેઘ* ॥ અથર્વવેદી યજ્ઞ નિશાની વિશ્વંભરા* ભોજન ॥ એક મૂરત ત્રણ દેવ મળી સૃષ્ટિ જ્યારે સ્થાપી, ત્યારે આદ્યે સતપંથ ધર્મ સ્થાપ્યા ને પાપ નાખ્યાં કાપી ॥ આશ પૂરો ॥ વાસ ધરો ॥ નુરનો પ્રકાશ કરો ॥ કળશમાંહે કળા ધરો ॥ ઋષિવર જીવને પાવન કરો વિષ્ણુ નિરંજન નિષ્કલંકી રૂપ ॥ તમે સકળ સૃષ્ટિના ભૂપ ॥ સદ્ગુરૂએ કીધી મહેર ॥ વસાવ્યા સતપંથ ધર્મ ને ટાળ્યાં અમારાં કહેર.. ॥ સદ્ગોર તે નિરંજનની કાયા ॥ સ્વામી તમથી ઉપન્યા તમમાં સમાયા ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

---

* વમૂકાર = કલ્યા, વરૂણ * મહ કાર = બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સમાનરૂપને પૂજવું * ભૂમકાર = પથ્વીપ પરમેશ્વર, યજ્ઞનો અગ્નિ. * મેઘ = સમજવુ, યજ્ઞ. * અથર્વવેદી = ચાર વેદમાના ચોથા અથર્વવેદને માનનારા, અથર્વવેદને અનુકૂળ. * વિશ્વંભરા = વિશ્વનું આભરણ, પૃથ્વીમાંથી પાકતુ અન્ન * કહેર = જુલમ, દુઃખ, પાપ * એકાંત = સ્થિર



यस्य भूमिः प्रमाऽन्तरिक्षमुतोदश्म् ।
दिव यश्चक्रे मूर्धान तस्मै जेष्ठाडा ब्राह्मणे नमः ॥३२॥

यस्य सूर्यश्यक्षुश्यन्द्रामाश्य पुनर्णवः ।
अग्नि यशचक्र आस्या तस्मै जेष्ठाय ब्रह्मणे नमः ॥३३॥

यस्य वातः प्राणापाना चक्षुरङ्गिरसोऽभवन ।
दिशो यश्चक्रे प्राज्ञानीस्तस्मै जेष्ठाय ब्रह्मणे नमः ॥३४॥

स्कम्मो दाधार धावापृथिवी उभे
इमे स्कंम्भो दाधारोर्वन्तरिक्षम् ।
स्कंम्भो दाधार प्रादशः यड्डवीः
स्कम्भ इदं विश्वं भुवनमा विवेश ॥३५॥

यः श्रमात् तपसो जातो लोकान्त्सर्वान्त्समानशे ।
सोमं यश्चक्रे केवलं तस्मै जेष्ठाय ब्रह्मणे नमः ॥३६॥

अथर्व वेद कांड-१० सुक्त ७ मत्र-३२ थी ३६

यो भूतं च भव्यं च सर्व यश्चाधितिष्ठति
सर्वस्य च केवलं तस्मै जेष्ठाय ब्रह्मणे नमः ॥१॥

अथर्व वेद कांड-१० सुक्त मंत्र-१ थी ३६

**ભાવાર્થ :** ''જેની ભૂમિ એક પગલાંના પ્રમાણ જેટલી છે અને અંતરિક્ષ જેનું ઉદર છે જેણે ધુતલોકને પોતાનું શિર બનાવ્યું છે તે જયેષ્ઠ બ્રહ્માને મારા નમસ્કાર હો.''-૩૨

''સૂર્ય અને ચંદ્ર જેની આંખો છે, જેણે અગ્નિને પોતાનું મુખ બનાવ્યું છે તે જયેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો.''-૩૩

''જેના પ્રાણ અને અપાન એ આ વાયુ છે અને આંખો અંગીરસ છે. પ્રજ્ઞામય દિશાઓ જેના કાન છે. તે જયેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો.''-૩૪

''જે તપ રૂપી શ્રમથી પ્રગટ થઈને સર્વ લોકમાં વ્યાપ્ત થયા છે જેણે સોમરસને જ કેવળ એક ઉત્તમ ઔષધિરૂપ બનાવેલ છે, તે જયેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો.''-૩૫

''આ સર્વના આધારરૂપ (બ્રહ્મને) પૃથ્વી અને ધુતલોકને ધારણ કરેલા છે, એમણે જ અંતરિક્ષ ધારણ કરેલું છે. એમણે જ આ છ મોટી દિશાઓ (પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, પૃથ્વી અને આકાશ) ધારણ કરેલી છે, તે જ આ સઘળા વિશ્વમાં પ્રવિષ્ઠ છે.''-૩૬

''જે ભૂતકાળ, ભવિષ્યકાળ, તથા વર્તમાનકાળ : ત્રણે કાળ પર જે અધિષ્ઠાતા બની રહ્યા છે, જેમનું સ્વરૂપ કેવળ પ્રકાશમય છે તે શ્રેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો.''-૧

# મંત્ર છવીસમો

## 卐 સર્વ દેવ ઋષિવરને નમસ્કારનો મંત્ર છે. 卐

ॐ भूर्भुव: स्व: तत्सिवतुवरिण्यम् भर्गो देवस्य धीमहि धियो यो न: प्रचोदयात ॥

આદેશ = હરી ॐ

ॐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ॐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

આદ્ય નારાયણને નમસ્કાર ॥ આદ્ય શક્તિને નમસ્કાર ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરનેં નમસ્કાર ॥ શ્રી નિષ્કલંકી નારાયણને નમસ્કાર ॥ પ્રથમ પુરુષને નમસ્કાર ॥ હરિઅંશ કુળ કાયમના પરિવારને નમસ્કાર ॥ ધરતી-આસમાનને નમસ્કાર ॥ પવન પાણીને નમસ્કાર ॥ ચંદ્ર-સૂર્ય ને નમસ્કાર ॥ નવ લાખ તારાને નમસ્કાર ॥ બાર મેઘને નમસ્કાર ॥ નવ કુળ નાગને નમસ્કાર ॥ સાત* સમુદ્રને નમસ્કાર ॥ નવસો નવ્વાણુ નદીઓને નમસ્કાર ગણપતિ દેવને નમસ્કાર ॥ હનુમાન જતીને નમસ્કાર ॥ આઠ વસુને નમસ્કાર ॥ અગીયાર રૂદ્રને નમસ્કાર ॥ બાર આદિત્યને નમસ્કાર ॥ અશ્વિનીકુમારને નમસ્કાર ॥ ઓગણપચાસ મરૂતને નમસ્કાર ॥ ચૌદ બ્રહ્માંડને નમસ્કાર ॥ સાત વાર, સત્તાવીશ નક્ષત્રને નમસ્કાર ॥ પંદર તિથિ, બાર કરણને નમસ્કાર ॥ નવ ગ્રહને નમસ્કાર ॥ સાત.. દ્વિપને નમસ્કાર ॥ અષ્ટ કુળ પર્વતને નમસ્કાર ॥ અઢાર ભાર વનસ્પતિને નમસ્કાર ॥ ચાર વેદને નમસ્કાર ॥ ચાર ખાણ ચાર વાણને નમસ્કાર ॥ અગ્નિ, તેજ, અન્નદેવને નમસ્કાર ॥ આદ્યા, અંત, મધ્યના દેવોને નમસ્કાર ॥ કુલ ગોત્રના દેવોને નમસ્કાર ॥ પિતૃદેવને નમસ્કાર ॥ ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમને નમસ્કાર ॥ દશ દિગ્પાળને નમસ્કાર ॥ દશે દિશાઓને નમસ્કાર ॥

---

*સાત સમુદ્ર = (૧) ક્ષરોદક (૨)ક્ષીરોતક (૩) દધિમાં દોહક (૪) ઘૃતોદક (૫) ઈક્ષરસોદક (૬) સરોદક (૭) સુધ્ધોધક

*સાત દ્રિપ = (૧) સહસ્ત્ર (૨)જાંબુ (૩) સંગલ (૪) જજાન (૫) કરૂચ (૬) પલંછા (૭) પોકર અથવા જંબુ, કુશ, લક્ષ, શાલ્મણિ, કૌચ, શાક, પુષ્કર

*નવખંડ = પૃથ્વીના નવ ભાગ (૧) એરા ખંડ (૨) બ્રહ્મ ખંડ (૩) રૂદ્રખંડ (૪) ઈંડ ખંડ (૫) ભરત ખંડ (૬) હિરત ખંડ (૭) એલાસ ખંડ (૮) સોમ ખંડ (૯) કમલા ખંડ અથવા ભારત ખંડ

નવનાથ, ચોર્યાસી સિદ્ધને નમસ્કાર ॥ ચોસઠ લાખ દેવીઓને નમસ્કાર ॥ અઠયાસી સહસ્ર ઋષિને નમસ્કાર ॥ એક લાખ એંસી હજાર સંત-મહાત્માઓને નમસ્કાર ॥ અડસઠ તીર્થને નમસ્કાર ॥ નવ્વાણુ કરોડી ઝાંખાને નમસ્કાર ॥ છપ્પન કરોડી મેઘાને નમસ્કાર ॥ બત્રીસ કરોડી કિન્નરને નમસ્કાર ॥ પાંચ કરોડી પ્રહ્‌લાદને નમસ્કાર ॥ સાત કરોડી હરિચંદ્રને નમસ્કાર ॥ નવ કરોડી યુધિષ્ઠિરને નમસ્કાર ॥ બાર કરોડી કમળા કુંવરને નમસ્કાર ॥ તેત્રીસ કરોડી દેવતાને નમસ્કાર સર્વ ઋષિવર ગત-ગંગાને નમસ્કાર ॥ દશે અવતારને નમસ્કાર ॥ મુખી સેવકને નમસ્કાર ॥ ચૌદ * ભુવનના દેવ-ઋષિવરને નમસ્કાર ॥ કરણ કલ્પના અનંત કરોડી દેવને નમસ્કાર ॥ સ્વામી અમારા અપરાધ ક્ષમા કરો ॥ સતપંથના માર્ગ માંહે રાખો ॥ લખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડના મેળા આપો ॥ જાંબુદ્વિપના ધણી ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥



* ચૌદ ભુવન = ચૌદ લોક (૧) પાતાળ (૨) રસાતળ (૩) મહાતપ (૪) તલાતમ (૫) સુંતળ (૬) વિતળ (૭) અતલ (૮) સૂર્યભુવન (૯) ચંન્દ્રભુવન (૧૦) તારા મંડળ ભુવન (૧૧) ધ્રુવ મંડળ (૧૨) રૂદ્રમંડળ (૧૩) ઇંન્દ્ર ભુવન (૧૪) અમરાપુર ભુવન



अग्नाविष्णु मदि तद वां महित्वं पाथो धृतस्य गुहस्य नाम ।
दमेदमे सप्त रत्ना दधानौ प्रति वां जिहवा धतमा चरण्यात् ॥१॥
अग्निविष्णु महि धाम प्रियं वां वीठो धृतस्य गुह्या जुषाणौ ।
दमेदमे सुष्ठुत्या वावृधानौ प्रति वां जिहवा धृतमुञ्चरण्यात् ॥२॥

अथर्व वेद कांड-७ सुक्त - २९ मत्र- १, २

अपूपवान क्षीरवांश्चरुरेह सीदतु ।
लोककृतः पथिकृतो यजामहे, ये देवानां हुतभागा इह स्थ ॥१६॥

अथर्व वेद कांड-१८ सुक्त - ४ मत्र- १६

ભાવાર્થ : "અગ્નિ અને વિષ્ણુ એ બંને દેવો એક જ સ્થાનમાં રહે છે. તે બંનેનો ઘણો મોટો મહિમા છે. તે બંને ગુપ્ત રીતે ગુહામાં બેસીને ઘીનું ભક્ષણ કરે છે. દરેક ઘરોમાં સાત રત્નો રાખે છે. અને પોતાની જીભથી ગુહ્ય ઘીનો સ્વાદ લે છે." ૭-૨૯-૧

"આ બંને દેવોનું એક જ પ્રિય સ્થાન છે. બંને ઘીના ગુહ્ય રસનો સ્વાદ લે છે. દરેકમાં સ્તુતિથી તેઓ આગળ વધે છે. અને ગુહ્ય ઘીની પાસે જ તેમની જીભ પહોંચે છે." ૭-૨૯-૨

"જેઓ સંસારના ઉદ્ધારક અથવા માર્ગદર્શક લોકો છે તેઓનું યજ્ઞમાં નાના પ્રકારથી નિર્માણ કરેલા ચરૂ વડે સ્વાગત કરવું જોઈએ." ૧૮-૪-૧૬

# મંત્ર સત્તાવીસમો

**卐 મંત્ર પહેલો : શ્રી વિષ્ણુ ભગવાનને થાળ ધરાવવાનો છે. 卐**

**(થાળ પહેલો લાવસીનો ધરાવવો)**

**(થાળ ઉપર ચરણામૃત અને તુલસી પત્ર મૂકી, મંત્ર બોલી થાળ સમર્પણનો સંકલ્પ કરવો)**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે આદ્ય રૂખ* ॥ પછી અલેખ* ॥ ચતુર ગુણમાં તમે એક ॥ ૐ કાર, નિરંજન નિરાકાર ઉપજ્યા પિંડ તે સાકાર* ॥ નિરંજને તો કૃપા કરી ॥ સત્ય સીંચીને ઉપજ્યા હરિ* ॥ હરિએ ત્યાં ધર્યા અવતાર ॥ તમે નિરંજન નિરાકાર ॥ ચર્તુવેદનો કીધો વિસ્તાર ચતુર્યુગમાં દશ અવતાર ॥ સ્વામી શ્રી મત્સય ॥ સ્વામી શ્રી કૂર્મ ॥ સ્વામી શ્રી વરાહ ॥ સ્વામી શ્રી નૃસિંહ ॥ સોળ કરોડી કુળ પરિવાર ॥ સ્વામી શ્રી વામન ॥ સ્વામી શ્રી પરશુરામ ॥ સ્વામી શ્રી રામ અવતાર ॥ છત્રીસ કરોડી કુળ પરિવાર ॥ સ્વામી શ્રી કૃષ્ણ ॥ સ્વામી શ્રી બુદ્ધા અવતાર ॥ સ્વામી શ્રી નિષ્કલંકી નારાયણ દશમો અવતાર ॥ હરિઅંશ કુળ કાયમનો પરિવાર ॥ સદ્‌ગોર ઈમામશાહ ॥ નિરંજન નિષ્કલંકી નારાયણ ॥

---

* રૂખ = ઝાડ, કલ્પવૃક્ષ * અલેખ = લખાણમાં કે સમજમાં ન અવે તે. * સાકાર = આકાર વાળુ. * સીંચીને = છાંટીને * હરિ = શ્રી વિષ્ણુ ભગવાન, દોષના હરનાર. * અંશ = ઇશ્વરીય કળા.

realpatidar.com

તમારે નિમિત્તે ॥ તમારે ભોજન સ્થળે ॥ મુનિવર, ઋષિવર, સેવક, નર નારી બાલ ગોપાલની થાળ બત્રીસી* સ્વીકાર કરો ॥ હે દેવ ! તમ સમક્ષ જે ધર્યુ ધરાવ્યું હોય તેનો સ્વીકાર કરો ॥ પંચાયતન દેવ પવિત્ર આત્માઓ ॥ નવતન* શાખ ॥ દેવ આશીષ તમારી ॥ પ્રાર્થના અમારી ॥ તમે સ્વીકાર કરો ॥ તમારે ભાવે સ્વભાવે ॥ તમારા નિમિત્તે ॥ તમારા બ્રહ્મ ભોજન સ્થાને ॥ તમે સ્વીકાર કરો ॥ અન્ન પાણીના આહાર ॥ પાન-ફળના ભોક્તા ॥ તમે દાતા ॥ તમે ભોક્તા ॥ કર્મ અમારાં - ધર્મ તમારાં ॥ ભાવ, ભક્તિ, શ્રદ્ધા અમારાં ॥ સ્વામીજી તમે સ્વીકાર કરો આજ કળીયુગમાં દર્શન આપો ॥ અથર્વવેદને વાયકે હો સ્વામીજી ! નિરંજન નિષ્કલંકી નારાયણ, મુખી.. સેવકોની આશીષ, પંચ ભાગ સ્વીકારો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

**यो भूतं च भयं च सर्व यश्चाधितिष्ठति**
**स्व१र्यस्य च केवलं तस्मै जेष्ठाय ब्रह्मणे नमः ॥१॥**

अथर्व वेद कांड-१० सुक्त-८ मंत्र-१

* ૧.બત્રીસી = બત્રીસ જાતનો પ્રસાદ. ૨. નવતન = નવ શરીર, બ્રહ્માનાં નવારૂપ. ૩. મુખી યજ્ઞના હોતા, ગતમાં સદ્‌ગોર બ્રહ્માજીનો પ્રતિનિધિ

ॐ ॐ

**ભાવાર્થ :** "જે ત્રણે કાળમાં સર્વ પર અધિષ્ઠાતા થઈને રહે છે, જેનું કેવળ પ્રકાશમય સ્વરૂપ છે એવા શ્રેષ્ઠ બ્રહ્માને નમસ્કાર હો-૧"

**हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्**
**स दाधार पृथिवीमुत धां कस्मै देवाय हविषा विधेम ॥७॥**

अथर्व वेद कांड-४ सुक्त-२ मंत्र-७

**ભાવાર્થ :** "જેની અંદર સૂર્યની જેમ ચમકનારા હજારો ગોળાઓ રહેતા હતા અને આ ઉત્પન્ન થયેલા સંપૂર્ણ જગતનો જે એક સાચો સ્વામી છે અને જેણે દ્યવા પૃથ્વી ધારણ કરે છે તે દેવની પૂજા (ઉપાસના) કરવી જોઈએ."-૭

**अपूपवान क्षीरवांश्चरु रेह सीदतु ।**
**लोककृतः पथिकृतो यजामहे ये**
**देवानां हुतभागा इह स्थ ॥१६॥**

अथर्व वेद कांड-४ सुक्त-२ मंत्र-७

**ભાવાર્થ :** "જેઓ સંસારના ઉદ્ધારક અથવા માર્ગદર્શક લોક છે, તેઓનું નાના પ્રકારથી નિર્માણ કરેલા ચરૂઓ વડે સ્વાગત કરવું જોઈએ."

# મંત્ર અઠાવીસમો

## 卐 મંત્ર બીજો શ્રી બ્રહ્માજીને થાળ ધરાવવાનો છે. 卐

## (થાળ બીજો શીરાનો ધરાવવો.)

**(થાળ ઉપર ચરણામૃત અને તુલસી પત્ર મૂકી, મંત્ર બોલી, થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ॐ ॐ

નિરંજન નામ તે નિરાકાર ॥ ઇંડ થકી કીધો વિસ્તાર ॥ કર* પર કીધું દૃષ્ટે કામ ॥ ત્યારે આપો આપ વધા* આદેશ ॥ નાભિએ* વેધ્યુ* કમળ સાર ॥ ઉપજ્યા બ્રહ્મા ૐ કાર ॥ અનંત બ્રહ્મા થયા મલન્ધ* ॥ હરિ હાથમાં થયા હંસ ॥ બ્રહ્મ સ્તનથી બુંદ જ ખર્યા ॥ અનંત કરોડી જીવ અવતર્યા રચી ખાણને વર્ત્યા વેદ ॥ સર્જ્યા સતપંથને અમર* ભેદ ॥ બ્રહ્મા, વિષ્ણુએ ધર્યા અવતાર ॥ વંશ એક ને જુદા જુદા પરિવાર ॥ વંશ જેવા ચંદ્રમા સૂર્ય ॥ ધરી અવતારને સર્જ્યા નૂર ॥ વેદ વંશે જે અમર ભેદ ॥ પ્રગટ્યા બ્રહ્મા ચારે વેદ ॥ ચો મુખા* બ્રહ્મા અમર તેજ ॥ પંચે મુખે અમર ભેદ ॥ વસિષ્ઠ ॥ વેદમ વ્યાસ ॥ હંસ તેજ પ્રકાશ ॥ શ્રીમત્સ્ય ॥ શ્રીવરાહ ॥ શ્રીનૃસિંહ ॥ શ્રીવામન ॥ શ્રીપરશુરામ ॥ શ્રીરામ ॥ શ્રીકૃષ્ણ ॥ શ્રીબુદ્ધ ॥ શ્રી નિષ્કલંકી નારાયણ ॥ શક્તિ માતા ॥ સદ્‌ગોર સ્વામી ॥ નિરંજન નિષ્કલંકી નારાયણ ॥ તમારે નિમિત્તે ॥ તમારે બ્રહ્મ ભોજન સ્થળે ॥ મુનિવર, ઋષિવર, સેવક, નરનારી, બાલગોપાલની થાળ બત્રીસી સ્વીકાર કરો ॥ તમારી સમક્ષ જે ધર્યુ ધરાવ્યું હોય તેનો સ્વીકાર કરો ॥ તમારા અરવાર - પરિવાર સાથે સ્વીકર કરો ॥ અમારે કર્મે ॥ તમારે ધર્મે સ્વીકાર કરો ॥ સેવકના

---

* કર = હાથ. * દૃષ્ટે = (દૃષ્ટવ્ય) જોવાલાયક. * વધા = બોલ્યા * નાભિએ = મધ્યે. * વેધ્યુ = વિધ કર્યુ. * મલન્ધ = પાપનો નાશ કરનાર. * અમરભેદ = પરત્માને ઓળખવાનો ખુલાસો. * ચોમુખા = ચારમુખ વાળા.

ભાવે-સ્વભાવે સ્વીકાર કરો ।। તમારી આસના વાસનાએ સ્વીકર કરો ।।

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।

ॐ

भवाशर्वो मृडतं माभि भूतपती पशुपति नमो वाम् ।
पतिहितामायतां मा वि स्त्राप्टं
मा नो हिंसीप्टं द्विपदो मा चतुष्पदः ॥१॥

अथर्व वेद कांड-११ सुक्त-२ मंत्र-१

**ભાવાર્થ :** "હે ભવ અને સર્વ ! હે ઉત્પાદક અને સંહારક ! તમે બંને અમને સર્વને સુખી કરો. અમારા પર હુમલો ન કરો. તમે બંને ભૂતા અને પશુઓના પાલક દેવ છો. તમને બંનેને નમસ્કાર હો. ધનુષ્ય પર રાખેલા અને ખેંચેલા બાણને અમારા પર ન છોડો. અમારા બે પગા અને ચો પગાની હિંસા ન કરો" -૧

नमस्ते धोषिणीभ्यो नमस्ते केशिनीभ्यः ।
नमो नमस्कृताभ्यो नमः संभुञ्जतीभ्यः ॥
नमस्ते देव सेनाभ्यः स्वस्ति नो अभयं च नः ॥३१॥

अथर्व वेद कांड-११ सुक्त-२ मंत्र-३१

ભાવાર્થ : "હે મહેશ્વર દેવ ! તમારી ભારે અવાજ કરવાવાળી, વાળ રાખવાવાળી નમસ્કારોથી સત્કારાયેલી અને ઉત્તમ અન્નભોગ કરવાવાળી તમારી સેનાઓને અમારા, નમસ્કાર હો. અમારૂ કલ્યાણ થાવ અને અમે નિર્ભય બની એ"-૩૧

अपूपवान क्षीरवांश्चरुरेह सदितु ।
लोककृतः पथिकृतो यजामहे ये
देवानां हुतुभागा इहस्थ ॥१६॥

अथर्व वेद कांड-१८ सुक्त-४ मंत्र-१६

ભાવાર્થ : "જઓ સંસારના ઉદ્ધારક અથવા માર્ગદર્શક લોક છે, તેઓનું યજ્ઞમાં નાના પ્રકારથી નિર્માણ કરેલા ચરૂઓ વડે સ્વાગત કરવું જોઈએ."૧૬
("ઘઉંનો લોટ, ઘી સાકર તથા દુધની સહાયતાથી બનાવેલો મહાપ્રસાહ અહીં યજ્ઞમાં સ્થિત થાય લોક બનાવવાવાળા તથામાર્ગ બનાવવાવાળાઓની અમે ઉપર કહેલા ચરૂઓ વડે પૂજા કરીએ છીએ. તેઓ તેમના ભાગને માટે યજ્ઞમાં અહિં હાજર રહો.")

# મંત્ર ઓગણત્રીસમો

**卐 મંત્ર ત્રીજો શ્રી મહેશ્વર દેવને થાળ ધરાવવાનો છે. 卐**

**(થાળ ત્રીજો ખીર રોટલીનો ધરાવવો)**

**(થાળ પર ચરણામૃત અને તુલસી પત્ર મુકી, મંત્ર બોલી, થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

પ્રથમ ૐ કાર થી આદ્ય નિરંજનને ધરીયા હેત ।। લલાટથી લીધાં સ્વેદ.. ।। સ્વેદ લઈને ધ્યાન ધરી રહ્યા ।। લખ* ચંદરાણા ધંધુકાર વહી ગયા ।। કર મંધ્યે ધ્યાન ધરી રહ્યા ।। છત્રીસ યુગને ચોર્યાસી ચોકડી વહી ગયાં ।। તદા સ્વેદથી નીર ।। નીરથી ક્ષીર ।। ક્ષીરથી ફીણ ।। ફીણથી ઈંડ ।। ઈંડથી કીધા પ્રકાશ ।। ચતુર ગુણને ધરતી આકાશ ।। નુરથી સર્જ્યા સર્વે જાત ।। ચૌદ ભુવનને સપ્ત ઋષિ ।। તમે નિરંજન અમર દેવ ।। મસ્તકથી ઉપન્યા મહાદેવ ।। હૈયે વિષ્ણુ, નાભિએ બ્રહ્મા ।। જાંઘ* સ્થળે ઈચ્છા* કરી ।। અંગ થકી અર્ધાંગના* ઉપની ।। ઉપજી શકિત ને માયા* પરવરી* ।। માયા માંહે ધર્યો સંતોષ ।। ત્યારે નિપજ્યા ચૌદે લોક ।। આદિ સર્જ્યા ત્રણ જ ટોળ* ।। નહિ વાચા ને નહિ ત્યાં બોલ ।। બ્રહ્માને કર્યો આદેશ ।। જઈ બ્રહ્માએ કીધું જાણ ।। બે ટોળ વિમુખ થયા અને એકે રાખી શ્રધ્ધા ।। શ્રધ્ધાળુને આપ્યો સતપંથ ધર્મ ।। સતપંથ ધર્મથી છૂટયા લક્ષ ચોર્યાસીના ફંદ* ।। ઋગ્વેદની દેખાડી વાટ ।। સોંપ્યા યજ્ઞ કળશ ને પાટ ।। સ્વામીજીએ જીવ ઉધ્ધાર્યા ।। નવ્વાણુ કરોડી ઝાંખા, છપ્પન કરોડી મેઘા, બત્રીસ કરોડી કિન્નર ।। તેત્રીસ કરોડી દેવતા તે ઘટ-પાટ સેવતા ।। નરસિંહ, અમરતેજ ।। રામ વસિષ્ઠ ।। કૃષ્ણ બ્રહ્મેશ્વર ।। બુધ્ધેશ્વર થી હરિઅંશનો વિસ્તાર ।। અંશ એક ને જુદા પરિવાર ।। બ્રહ્મા પરિવાર ।। વિષ્ણુ પરિવાર ।। શિવ પરિવાર ।।

---

* સ્વેદ=પરસેવો. * લખ ચંદરાણા ધંધુકાર=એક ચંદ્રલોકના આયુષ્યના પ્રમાણમાં એક લાખ ચંદ્રલોક થાય તેટલો વખત. * જાંઘ સ્થળે=જાંઘોના પ્રદેશમાં. * ઈચછા કરી=આતુરતા કરી. * અધાર્ગના=અર્ધ અંગની ધાણીયાણી, શ્રી માયા, આદ્યલક્ષ્મી. * માયા=હેત. * પરવરી=પ્રસરી. * ટોળ=ટોળાં, જથ્થા, વિભાગ. * ફંદ=જાળ,ફંદો.

શક્તિ અવતાર પરિવાર ।। પ્રહલાદ, હરિશ્ચન્દ્ર, યુધિષ્ઠિર, કમળાકુંવર ।। સદ્‌ગોર ઈમામશાહ ।। નિરંજન નિષ્કલંકી નારાયણ ।। તમારા નિમિત્તે ।। તમારા બ્રહ્મ ભોજન સ્થાને ।। જે કોઈ મુનિવર, ઋષિવર, સેવક, નરનારી, બાલ-ગોપાલની થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ।। કુળ પરિવાર, સપ્ત ઋષિ સહિત સ્વીકાર કરો ।। તમારા વારાની દોસ્તીએ ।। ખાણુ-નિશાની સ્વીકાર કરો ।। શિવ શક્તિ પરિવાર ।। વિષ્ણુ પરિવાર ।। બ્રહ્મા પરિવાર ।। ચતુર કુળ તમે નિરંજન આશીષ આપીને સ્વીકાર કરો ।। તમે દાતા તમે ભોકતા ।। કર્મ અમારૂ ।। ધર્મ તમારૂ ।। ગુણ તમારા ।। તમારી સમક્ષ ધરાવેલ થાળ સ્વીકાર કરો. ।। સેવક અપરાધી છે ।। સ્વામીજી ! તમે સેવકના અપરાધ ક્ષમા કરનાર છો.

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

**सिनीवाली पृथुष्टुके या देवानामसि स्वसा ।**
**जुषस्व हव्यामाहुतं प्रजां देवि दिदि ढि नः ॥१॥**

ભાવાર્થ : ''હે અન્નયુક્ત અને ઘણાંઓ દ્વારા પ્રશંસિત દેવી ! તું દેવોની બહેન છે. હે દેવી. તું હવનમાંની આહુતિઓનો સ્વીકાર કર. અને ઉત્તમ સંતાન આપ.'' - ૧

या सुबाहु: स्वङगुरि: सुषूमा बहुसूवरि ।
तस्यै विश्पत्न्यै हवि: सिनीवाल्यै जुहोतन. ॥२॥

ભાવાર્થ : ''ઉત્તમ બાહુવાળી, અને ઉત્તમ અંગોવાળી, ઉત્તમ આંગળીઓવાળી હે દેવી ! તું ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવાને માટે સમર્થ છે. તે પ્રજાપાલક અન્નયુક્ત દેવતાને માટે હવિ પ્રદાન કરો.''-૨

या विश्पत्नीन्द्रमसि प्रतिची सहस्त्रस्तुकाभियन्ति देवी ।
विष्णो पत्नी तुभ्यं राता हवींषि
पति देवी राधसे चोदयस्य ॥३॥

अथर्व वेद कांड-७ सुक्त-४६ (४८) मंत्र-१ थी ३

ભાવાર્થ : ''હે પ્રજાપાલક દેવી ! તું પ્રભુની સામે રહે છે. હજારો કવિઓ દ્વારા પ્રશંસા પામેલી હે દેવી ! તું આગળ વધે છે. હે વિષ્ણુ-પત્ની ! હે દેવી ! તમારે માટે હું હવન અર્પણ કરૂ છુ. અમારી સિધ્ધિની પ્રાપ્તિ માટે તમે તમારા પતિને પ્રેરિત કરો.''

शिव न: शतमा भव सुमृडीका सरस्वति । मा ते युयोम संदृश ॥३॥

अथर्व वेद कांड-७ सुक्त-६८ मंत्र-३

ભાવાર્થ : ''હે દેવી સરસ્વતી ! અમારે માટે સ્તુતિ કરવાને યોગ્ય શુભ વચન અને સુખકારી થાવ. તમારી દ્રષ્ટિથી અમે કદી પણ અલગ ન થઈએ.''-૧૬

अपूपवान क्षीरवाश्वरुरेह सीदतु ।
लोककृत: पथिकृतो यजामहे यो
देवानां हुतभागा इह स्थ ॥१६॥

अथर्व वेद कांड-१८ सुकत -४ मंत्र-४

ભાવાર્થ : "જેઓ સંસારના ઉદ્ધારક અને માર્ગદર્શક લોક છે તેઓનું યજ્ઞમાં નાના પ્રકારથી નિર્માણ કરેલા ચરૂઓ વડે સ્વાગત કરવું જોઈએ."-૧૯

# મંત્ર ત્રીસમો

**卐 મંત્ર ચોથો શ્રી આદ્ય શકિત માતાને થાળ ધરાવવાનો છે. 卐**

**(થાળ ચોથો ચૂરમાનો ધરાવવો)**

**(થાળ પર ચરણામૃત અને તુલસી પત્ર મુકી, મંત્ર બોલી, થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂ છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

પ્રથમ આદ્ય નિરંજન ધંધુકાર, સૃષ્ટિ તણો કીધો વિસ્તાર ।। આપે ઉપજ્યા ઈંડ આકાર, ઈંડ માંહે ધર્યા અવતાર ।। લીલા ઈચ્છા અનંત અપાર, તમે નિરંજન નિરાકાર ।। કરી ક્રોધને ઉચે શ્વાસ, નિરંજન થયા પ્રકાશ ।। પહેલા શબ્દ ૐ કાર, ત્યાં ઉપજ્યા નિરાકાર ।। હતું તેજ નિલવર્ણ ધંધુકાર, પેદા કીધાં તત્વ ચાર ।। ચતુર ગુણને ચતુર રંગ, ચતુર ખાણને ચતુર વાણ ।। ચતુર વેદે, કર્મધર્મના સર્જ્યા ભેદ ।। ધર્મે તો સર્જ્યો સંસાર, કર્મથી તમે કીધો માયાનો વિસ્તાર, શકિત રૂપે રચ્યો સંસાર ।। નિરંજને તો કર્તવ્ય* કરી, ઈચ્છા લીલા પ્રગટ ધરી ।। ચૌદ ભુવન ને ધરતી આકાશ, પવન, પાણી કીધાં પ્રકાશ ।। અષ્ટકુળ પર્વત સમુદ્ર સાત ।। નવખંડ પૃથ્વી, દ્વિપ જ સાત ।।

* કર્તવ્ય=અગત્યનું કામ

બારકુળ મેઘ, નવકુળ નાગ, ચંદ્ર, સૂર્ય મેલ્યા શાખ ॥ નવલખ તારા ધર્યા આકાશ, નવસો નવ્વાણુ નદીઓ જાણ ॥ અડસઠ તીરથ સહી પ્રમાણ ॥ પંદર તિથિને કરણ બાર નવ લાખ તારાનો વિસ્તાર સરસ્વતિ*, વનસ્પતિ ભાર અઢાર, અગ્નિ, સહી પ્રકાશ ॥ ચૌદ લોકમા દિવસને રાત ॥ ગ્રહ નક્ષત્ર ॥ સંવત્સર* માસ ॥ દશ ખુણા ને દશ.. દિગપાળ, શાંત સ્થાને ભિતર-બહાર ॥ ભિતર* તો સર્જ્યો સંસાર બહાર વર્ત્યો ધંધુકાર ॥ ગોર-નરે ધર્યા અવતાર, સ્વામી નિરંજન નિરાકાર ॥ શ્રી મત્સ્ય, શ્રીમાનધાતા, શ્રી વામન શ્રી સહજાનંદ ॥ શ્રી કૃષ્ણ શ્રી વેદમ્ વ્યાસ, શ્રી નિષ્કિલંકી નારાયણ, શ્રી ઈમામશાહ મહારાજ ॥ સદ્ગોર સ્વામી, તમો જીવોના સર્જનહાર ॥ ઋષિવર સેવકનો કરો ઉધ્ધાર ॥ આઠ લાખ કરણના અનંત કરોડી દેવ ॥ ચતુર કલ્પના દેવ ॥ નવાણુ કરોડી ઝાંખા, છપ્પન કરોડી મેઘા, બત્રીસ કરોડી કિન્નર ॥ તેત્રીસ કરોડી દેવતાએ પૂરી શાખ ॥ ઋષિવર જીવોને કરો પાક ॥ ઋષમાગત, અમરિષ, ધ્રુવ, પ્રહ્લાદ, કમળ ધ્વજ, કમળાપતિ, હરિશ્ચન્દ્ર, સહદેવ, યુધિષ્ઠિર, કમળા કુંવર ॥ નવ નાથ*, ચોર્યાસી સિધ્ધ, અઠયાસી સહસ્ત્ર ઋષિઓ* ॥ ધાયા સતપંથ જાણી જોણે લીધી અથર્વવેદની વાણી ॥ શકિત માયા યોગાણી, જોણે જેર.. કીધો જગત ॥ યતિ*, સતી*, સાર, તારા મંદોદરી, ચંદ્રાવતી, દ્રોપદી, સુરજા રાણી ॥

---

* સરસ્વતી=વિદ્યાની અષ્ટાધિત્રી (વિદ્યા) * સંવત્સર = સાલ, વર્ષનું નામ. * દશ દિગપાળ = દશે દિશાઓનું રક્ષણ કરનારા દેવતા, દશ દિગપાળનાં નામ - (ઈન્દ્ર, યમ, વરૂણ, કુબેર, ઈશાન, વાયુ, અગ્નિ, નેઋતિ, પૃથ્વીદેવી, આકાશ) * ભિતર = અંદર. * નવનાથ = યોગ વિદ્યામાં પૂર્ણ એવા નવનાથ છે તેમના નામ (ભૈરવનાથ, મચ્છન્દરનાથ, ગોરખનાથ, અડબંગનાથ, ધોરમનાથ, કાનીફાનાથ, ભીમનાથ, મીનનાથ, જાલંધરનાથ) * સિધ્ધ = સિધ્ધિયોગને પામેલા તેઓ ચોર્યાશી છે. * ઋષિઓ = પવિત્ર ભકત, જેના પર પરમાત્મા પ્રસન્ન હોય તેવા સમયનો અવતાર પાત્રને ઓળખનારા. * જેર = તાબે. * યતિ = સાધુ, ત્યાગી. * સતિ = પવિત્ર યોગીની દેવી.

તમે ધાયાં સતપંથ જાણી, જેણે લીધી અથર્વવેદની વાણી ।। અથર્વવેદી ઋષિઓ, એક લાખ એંસી હજાર સંત મહાત્માઓ બ્રહ્મલીન ભક્ત શિરોમણી ।। સતપંથ ધર્મના ભક્તોના તારણહાર સ્વામી તમને નમસ્કાર ।। નિરંજન નારાયણ, તમારા નિમિત્તે, આલોક, પરલોક, દેવલોક, મહરલોક અમરાપુરીના, જળના સ્થળના અધિકારી પંચ ભાગ સ્વીકારો ।। નિરંજન નિષ્કલંકી અવતાર ।। ઋષિવરોને દર્શન દેજો, ઋષિવર સર્વેનો કરો ઉધ્ધાર સ્વામીજી ।। શકિત માતા ! નિરંજન નિષ્કલંકી નારાયણ, તમારા નિમિત્તે, તમારા ભોજન સ્થાને ।। જે કોઈ મુનવર, ઋષિવર, સેવક, નરનારી, બાલ-ગોપાલની થાળ-બત્રીસી સ્વીકારો ।। તમારી સમક્ષ ધર્યું-ધરાવ્યું હોય તે સ્વીકારો ।। અમારે કર્મે, તમારે ધર્મે સ્વીકારો ।। હે નિરંજન સ્વામી તમારી દોસ્તી ।। ગોર-નરની દોસ્તી ।। તમારા અરવાર-પરીવારની દોસ્તી ।। મહાદેવની* દોસ્તીએ ।। થાળનો પંચ ભાગ સ્વીકારો ।। તમારા વારાની દોસ્તી ।। ગોર-નરની દોસ્તી ।। ગોર-નરના જાપની દોસ્તી ।। વખત વેળા વારાનું વર્તમાન ।। અથર્વવેદના જ્ઞાન-ધ્યાનની દોસ્તીએ થાળનો સ્વીકાર કરો અને કરાવો ।। ઓ અલખ નિરંજન સ્વામી ! તમે કરો જીવોના કામ ।। શકિત માતા તમને પ્રણામ ।। તમારા સંગ-સોબતની

* મહાદેવ=ત્રાણ દેવમાં તમો ગુણી દેવી

દોસ્તીએ થાળ, સ્વીકાર કરો અને કરાવો ।। તમારા પ્રકાશની દોસ્તી ।। તમારા નામની દોસ્તી ।। તમારા મંત્ર-જાપની દોસ્તીએ થાળ સ્વીકાર કરો, અને કરાવો ।। મુકામ જાંબુદ્વિપે, કુંવારિકા ક્ષેત્રે સદ્‌ગુરૂએ કીધાં ઠામ ।। તે સ્થળની દોસ્તીએ થાળ સ્વીકાર કરો, અને કરાવો ।। સાડત્રીસ પાત્ર આડત્રીસમા નરની દોસ્તીએ, તેવીસ પાત્ર, ચોવીસમા નારાયણની દોસ્તીએ થાળ સ્વીકાર કરો, અને કરાવો ।। ચારવેદ, ચાર ગોર વાચા, ચતુર, અંશે, શકિત પરિવાર ।। આદ્ય શબ્દ ૐ કારની દોસ્તીએ થાળ સ્વીકાર કરો, અને કરાવો ।। સ્વામી તમારા ર્ક્યા કરાવ્યાની દોસ્તી ।। સ્વામી ! તમારી ઇચ્છા ।। સ્વામી ! તમારી લીલા ।। સ્વામી ! તમારા સર્જ્યા તમારાં સર્જાવ્યાંની દોસ્તીએ થાળ સ્વીકાર કરો. અને કરાવો ।। બ્રહ્મા વિષ્ણુના દશે અવતારની દોસ્તીએ થાળ સ્વીકાર કરો, અને કરાવો ।। સ્વામી ! તમો પવિત્ર ।। અમો સેવક ચરણરજ ।। નૌતમ શાખ ।। નિરંજન તમારી દોસ્તીએ થાળનો સ્વીકાર કરો, અને કરાવો ।। અમો સેવક અપરાધી ।। સ્વામી ! તમો અપરાધ ક્ષમા કરનાર છો ।।

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**|| ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ||**

---

* મહાદેવ=ત્રણ દેવમાં તમો ગુણી દેવી

ॐ

याना‍वह उशतो देव देवांस्तान्प्रोरय स्वो अग्ने सधस्थे ।
जक्षिवांसः पपिवांसो मधुन्यस्मै धकत्तः वसवो वसूनि ॥३॥
सुगा वो देवाः सदना अकर्म य आजग्म सवने मा जुषाणाः ।
वहमाना भरमाणाः स्वा वसूनि वसुं धर्मं दिवमा रोहतानु ॥४॥

**ભાવાર્થ :** "અગ્નિ આ યજ્ઞમાં બધા દેવોને લઈને આવે છે અને પાછા પહોંચાડે છે. બધા દેવો અહીં આવે, અન્ન ખાય, સોમ રસ પીએ અને અમને ધન આપે." -૩

"હે દેવો ! આ યજ્ઞ જાણે કે તમારૂં ઘર છે. આ સોમાભિવષમાં આવો અને સાથે ધન લેતા આવો. તે ધન અમને આપો અને યજ્ઞ સમાપ્તિ બાદ સ્વર્ગમાં પોતાના સ્થાને જાઓ."-૪

# મંત્ર એકત્રીસમો

## 卐 મંત્ર પાંચમો સર્વદેવ-ઋષિવરને થાળ ધરાવવાનો છે. 卐

**(બાધા-માનતા પ્રકાશી દાન-દશાંશ તેમજ દક્ષિણા મૂકવી)**

**(થાળ પર ચરણામૃત અને તુલસી પત્ર મુકી, મંત્ર બોલી, થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

હે સ્વામીજી ! હરિઅંશ પાત્ર ॥ તમે જીવોના આધાર ॥ સૃષ્ટિના સર્જનહાર ॥ જાંબુદ્વિપે ધર્યો અવતાર ॥ તમે અવિચળ ॥ તમારી વાચા અવિચળ ॥

તમારૂ આસન અવિચળ ॥ તમે સ્થાનકના ધણી ॥ તમે રચના રચી ચૌદ ભુવન તણી ॥

તમારે પારે.. તમારે નિમિત્તે ॥ તમારા બ્રહ્મ ભોજન સ્થાને ॥ તમારા મંદિરે ॥ તમારા દેવસ્થાને જે કોઈ મુનિવર ઋષિવર ॥ સેવક હીણો* ખીણો* ॥ નર-નારી ॥ જે કોઈ મનની ઈચ્છાએ ॥ તમારા ભંડારમાં ભાવ કરીને ॥ તમારે બ્રહ્મ ભોજન સ્થાને ॥ જે કોઈ સેવકે માન્યુ ઈચ્છયું હોય ॥ જે કોઈ સેવકે દમડો, દોકડો, સુત્ર, વસ્ત્ર, કણ, કાંકણ, દાણો, ખાણુ ॥ ત્રાંબુ, રૂપું, હેમ*, કુંદન*, ઢબુ*, પૈસા ॥ દામ, મહોર, કોરી, બદામ, રૂપનાણું ॥ અન્ન પાણી, પાન, ફુલ, શાક, પાક*, ॥ જે કોઈ સેવક તમારા દરબારમાં ભાવથી ગત-ગંગામાં પૂજે ॥ આશીષ કરાવે તે બારે રાશીની આસનાને સ્વીકારો ॥ હે સ્વામી ! સેવકોના અન્ન પાણીના ભંડાર અખૂટ કરો ॥ કમાણીમાં.. લાભ આપો ॥ વાટ-ઘાટ સોહેલી કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ ઋષિવર સેવકો પર દયાની દ્રષ્ટિ કરો ॥ સેવકોની ખેતી-વાડી, વણજ*, વેપારમાં લાભ પૂરો ॥ આવાગમન* દૂર કરો ॥ એક ગણું દાન સવા લાખ ગણું પૂણ્ય ॥ એક્વાર દાન ઋષિ-વર દે* તે સવા લાખ ગણેરૂ લે ॥ સ્વામી સદ્ગોર પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર

---

* પારે = શરણે. * હીણો = હલકો. * ખીણો = હલકાથી પણ હલકો, લેખામાં ન આવે તેવો હલકો, દુર્બળ. * હેમ = સોનું. * કુંદન = ઉંચી જાતનું સોનું. * ઢબુ = બેવડીયો. * પાક = રસોઈ. * કમાણી = રળેલું. * વણજ = ખરીદ. * આવાગમન = લક્ષ ચોર્યાશી. * દે = આપે.

ઈમામશાહ શાખ ભરે ।। નિરંજન નિષ્કલંકી નારાયણ તેની આણ* ધરે ।। હરિઅંશ* પરિવાર ।। આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ ।। તમે સેવકોની રક્ષા કરો. સેવકોની પૂજા-પાત્રીનો સ્વીકાર કરો ।। સેવકોને નીમે, ધર્મે સતપંથના માર્ગ માંહે ભર્યા પૂરા રાખો ।। દશાંશ સુક્રિતનો મેળો આપો ।। ગતગંગામાં સાથે રાખો ।। પંચ ભાગનો સ્વીકાર કરો ।। હે વિશ્વંભર, તમે દાન, દશાંશ અને ભોજનનો સ્વીકાર કરો ।। પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ આપો ।। ઋષિવરોના પાપ કાપો ।। આખર વેળામાં ઉગારી લેજો ।। છેવટની પળે દર્શન દેજો ।। ધર્મ શ્રધ્ધા અખંડ રાખો ।। પાંચ, સાત, નવ, બાર, : તેત્રીસ ક્રોડીના મેળા આપો ।। લાખ, ચોર્યાસીના ફેરા ટાળો ।। ભક્ત કમળા કુંવરની સોબતમાં રાખો ।। દશે આંગળીએ કરેલું દાન ।। સહસ્ત્ર ગણું પુણ્ય (દહેતર* દુનિયા સહસ્ત્ર* આખરત)

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**



---

* આણ ધરે = સત્તા રાખે, હુકમ રાખે. * હરીઅંશ = બ્રહ્મા, વિષ્ણુ, શકિતથી ઉપજેલો અંશનો પરિવાર.
* દહેતર = દશ ગણું દુનિયામાં મળો. * સહસ્ત્ર = હજાર ગણુ આખર છેલ્લી ઘડીએ મળશે.

ॐ

यता ते नाम सुहवं सुप्रणीतेऽनुमते अनुमतं सुदानु ।
तेनानो यज्ञं पिपृहि विश्ववारेरयिं नो धेहि सुभगे सुवीरम् ॥४॥

अथर्व वेद कांड-७ अनु-२ सूक्त-२ मंत्र-४

**ભાવાર્થ :** 'યજમાનોને ધન વગેરે આપવામાં નેતા બનનાર હે અનુંમતિ તમારું જે સુહવ સારી રીતે બોલાવવા લાયક અને શોભિતાં દાન આપનાર પ્રસિધ્ધ નામ છે, તે નામના પ્રભાવથી અમારા યજ્ઞને સારા ફળ આપી પૂર્ણ કરો. હે વિશ્વવારા અને સારાં ભાગ્યથી શોભતાં દેવી અનુંમતિ ! અમને સારા વીર પ્રજાજન અને રવિ-ધન સાધન આપો.''-૪

उच्छिष्टे नाम रुपं चोच्छिष्टे लोक आहितः ।
उच्छिष्टे इन्दश्चाग्निश्च विश्वमन्तः समाहितम् ॥१॥

अथर्व वेद कांड-११ अनु-४ सूक्त-६ मंत्र-१

**ભાવાર્થ :** ''એ ઉચ્છિષ્ઠ-અવશેષ રૂપે રહેલ આત્મ બ્રહ્મમાં નામ અને રૂપ રહેલાં છે. એ ઉચ્છિષ્ટમાં લોક રહેલ છે. એ ઉચ્છિષ્ટમાં ઈન્દ્ર અને અગ્નિ તેમજ તેની અંદર સર્વ વિશ્વ સમાયેલું છે.'' - ૧

# મંત્ર બત્રીસમો

## 卐 (મંત્ર : થાળ : અક્ષય પાત્રનો છે.) 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે.

હરિશ્ચન્દ્ર ।। ચતુર વેદી બ્રહ્મા ।। મોક્ષ દાતાર ।। દેવ મહેશ્વર અને સહદેવના તપે* ।। અને કળશ કિરતાંરે ।। ચાર યુગ મધ્યે જીવ ઉધ્ધાર્યા ।। પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરાડીના મેળા આપો ।। તમે હરિઅંશ પાત્ર સ્વામીજી ।। ભાવ ભક્તિ સિધ્ધ કરો ।। થાળ, પ્રસાદ, નિશાની, મહેમાની, દશાંશ, સુક્તિ ।। દામ, દોકડો, પાન, ફુલ, ફળ અન્ન, પાણી, શાક, પાક ।। ભક્તિ ઉપાસના સ્વીકાર કરો ।।

સ્વામી ।। તમસુ બલિહારી ।। અમને આશા દેવ તમારી ।। અક્ષય* પાત્ર અખૂટ કરો ।। સ્વામી ! તમે ગત-ગંગાને રોશન કરો ।।

અન્નપૂર્ણા મા, અન્ન પૂરો ।। પાણી પૂરો ગણેશ ।। રિધ્ધિ*-સિધ્ધિ* આપો માતા ભવાની ।। મહાદેવ સ્વામી ભોજન પીરસો ।। માતા ભવાની ગયાં બ્રહ્માજીની પાસ ।। રિધ્ધિ-સિધ્ધિ આપો આ તમારા દાસને ।। દાસના ભરો ભંડાર થાએ સુખી ।। અન્ન દેવ પૂર્ણા જાલંધર* મુખી ।।

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।**



* તપે= તપસ્વી. * અક્ષયપાત્ર = જે પાત્રમાં રહેલું ખૂટે નહીં તેવું. * રિધ્ધિ = ઐશ્વર્ય. * સિધ્ધિ = મંત્રની પૂર્ણતા, મંત્રનું ફળ. * જાલંધર=સતપંથના એકશિષ્યનું નામ. જે ગોપીચંદના ગુરૂ હતા તેનું નામ.

ॐ

क्षेत्रियात्वा निऋत्या जामिशंसाद् ।
द्रुहो मुञ्चामि वरुणस्य पाशात् ।
अनागसं ब्रह्मणा त्वा कृणोमि
शिवे ते द्यावापृथिवी उभे स्ताम् ॥१॥

अथर्व वेद कांड-२ सूक्त-१० मंत्र-१

**ભાવાર્થ :** "આનુંવશિક રોગ, આપત્તિ, કષ્ટ પ્રસરનારા રોગ, દ્રોહના કારણે થનાર કષ્ટ, ઈશ્વરી નિયમનું ઉલંઘન કરવાથી પ્રાપ્ત થતું બંધન, વગેરે બધી દુર્ગતિઓથી નિર્દોષ બની પવિત્ર થવાનો એક માત્ર ઉપાય જ્ઞાન છે. બીજો ઉપાય નથી. પૃથ્વીલોક અને દ્યુતલોક બંને તારા માટે કલ્યાણકારક થાવ."-૧

# મંત્ર તેત્રીસમો

## 卐 (મંત્ર પહેલો જીવને કર્મ-બંધન મુકિત 卐 અને અપરાધ - ક્ષમાનો છે)

**(શીર ઉપર માણ લેવી)**

આદેશ = હરી ॐ

ॐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ॐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામીજી ! તમારી શરણે આવ્યા ।। તમે ઈંડ મધ્યે આલંછન કીધાં ।। ત્યારે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શકિત ઉપન્યા ।। ત્યાંથી સૃષ્ટિ* જો થઈ ।। ત્યારે બ્રહ્માજીની સૃષ્ટિના ત્રણ ટોળ થયા ।। તે ટોળ માટે બ્રહ્માજી પૂછવા ગયા ।। ત્યારે આદેશ નારાયણનાં થયાં ।। વાયક બે ટોળે ન માન્યા ।। ને એક ટોળે માન્યા તે જીવ અમર થયા ।।

પ્રથમ દશરાયણ કલ્પમાંહે નવ્વાણુ કરોડી જીવ ઝાંખા સાથે અમર થયા ।। જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતારે પાય પૂજયા ।। તે વેદને વાયકે ચાલ્યા ।। અને સતપંથને આધારે તે જીવ અમર થયા.

બીજા દેવગુણ કલ્પમાંહે, છપ્પન કરોડી જીવ મેઘા સાથે અમર થયા ।। જેણે બ્રહ્મા, વિષ્ણુના અવતારે પાય પૂજયા ।। તે વેદને વાયકે ચાલ્યા ।। અને સતપંથને આધારે તે જીવ અમર થયા.

ત્રીજા લીલવણગુણ કલ્પમાંહે ।। બત્રીસ કરોડી જીવ કિન્નર સાથે અમર થયા ।। જેણે બ્રહ્મા, વિષ્ણુના અવતાર પૂજ્યા ને પાય પૂજ્યા ।। તે વેદને વાયકે ચાલ્યા ।। અને સતપંથને આધારે તે જીવ અમર થયા ।।

ચોથા શ્વેતવેરા કલ્પના યુગ કર્યા ચાર ।। તેમાં વિષ્ણુ નારાયણે ધર્યા દશ અવતાર ।। પહેલા કર્તા યુગમાં પાંચ કરોડી જીવ, ભકત પ્રહ્લાદ સાથે અમર થયા ।। જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતારે પાય પૂજ્યા તે ઋગ્વેદને વાયકે ચાલ્યા ।। અને સતપંથને આધારે તે જીવ અમર થયા.

* સૃષ્ટિ = જગત અને બ્રહ્માંડનું સર્જન.

ૐ ૐ

બીજા ત્રેતા યુગમાં સાત કરોડી જીવ સાથે ભકત હરિશ્ચન્દ્ર અમર થયા ।। જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતારે પાય પૂજયા ।। તે યજુર્વેદને વાયકે ચાલ્યા ।। અને સતપંથને આધારે તે જીવ અમર થયા ।।

ત્રીજા દ્વાપર યુગમાં નવ કરોડી જીવ સાથે ભકત યુધિષ્ઠિર અમર થયા ।। જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતારે પાય પૂજ્યા ।। તે સામવેદને વાયકે ચાલ્યા ।। અને સતપંથને આધારે તે જીવ અમર થયા ।।

ચોથા કળિયુગમાં બાર કરોડી જીવને કમળા કુંવરની સોબતમાં રાખો ।। અમારા અપરાધ ક્ષમા કરો ।। અમે અપરાધી ।। ઘડી* ઘડીના, પળપળના*, તલતલના*, હે સ્વામી ! જે મહાદનમાં પૂછો, તે હિસાબ* ઘટપાટ આગળ તેમજ ગોર ગત-ગંગામાં એ .....જીવોના હિસાબ ક્ષમા કરાવો ।। તે.....પતીત.. જીવ તમારો છે ।। તે..... જીવને પાવન કરો ।। તમે પાવન કરવા યોગ્ય છો ।।

આજ અથર્વવેદને વાયકે, અને સતપંથને આધારે તે...... જીવને પાવન કરો ।। સ્હસ્ત્ર સહસ્ત્ર હરિઅંશ કુળ અવતારને પ્રતાપે કરી અમારા અપરાધ ક્ષમા કરો ।। ત્યાં જે નિરંજન બેઠા હોય તેને પ્રતાપે કરી અમારા અપરાધ ક્ષમા કરો ।। જાંબુદ્વિપે કુંવારીકા ક્ષેત્રને સ્થળે કરી અમારા અપરાધ ક્ષમા કરો ।। ચૌદ લોકમાં જે દેવતા હોય તેને પ્રતાપે કરી અમારા અપરાધ ક્ષમા કરો.

---

* ઘડી=એક દિવસનો સાઈઠમો ભાગ, એક પહોરનો સાડા સાતમો ભાગ. * પળ=એક ઘડીનો સાઈઠમો ભાગ. * તલ તલના=આંખ ફરકે ને જેટલો વખત થાય તેટલો વખત. નિમિષ. * હિસાબ=લેખું. * પતિત=પાપી. * પાવન=પવિત્ર

ૐ ૐ

ૐ ૐ

સ્વામી ! તમે સાચા, સતપંથ ધર્મ સાચો ।। જે કોઈ, સતપંથ ધર્મના દેવતા હોય તે પણ સાચા ।। જેણે આજ કળિયુગમાં બાર કરોડી જીવોને સતપંથ દેખાડયા તે સદ્ગોર સાચા ।। તમારે સત્યે, તમારે દત્તે કરીને ।। એ...... જીવના અપરાધ ક્ષમા કરો ।। જે કોઈ અપરાધી જીવ તમારા સિંહાસને આવે તેના અપરાધ ક્ષમા કરો ।।

યુગે યુગના ગોર ગતના ધણી તમે છો ।। ચાર ખાણીના ફેરામાંથી જીવોને છોડાવો ।। ચોર્યાસી લાખનાં દુઃખ નિવારો ।। જાંબુદ્વિપમાં આશ પૂરો ।। અમરાપુરમાં વાસ કરાવો ।। ભૂલ્યા જીવ ।। ગુપ્તિ.. ।। પ્રગટી* ।। ઉગિયાચારી* ।। સર્વ જીવોને તમારી કળામાં* રાખો ।। તેત્રીસ કરોડીના મેળા આપો ।। અનંત કરોડીની સોબતમાં રાખો ।। કુંવારીકા ક્ષેત્રે પ્રદક્ષિણાનું ફળ તે મેરૂ સમાન દાન ।। વિશ્વભર તમે ભોજન સ્વીકાર કરો ।। અને સતપંથને આધારે અથર્વવેદને વાયકે ।। જે નર જાંબુદ્વિપમાં હોય તેને પ્રતાપે કરીને ।। નિષ્કલંકી નારાયણના પ્રતાપે કરીને ।। એ....... જીવના અપરાધ ક્ષમા કરો ।। આ સેવક યુગેયુગના અપરાધી છે ।। કીધા અપરાધ ક્ષમા કરો ।। બીજા અપરાધથી બચાવશો ।। કરગર્યા કાને ધરો ।। સમર્યા સહાય કરો ।। તમારી કળામાં રાખો ।। તમારી નજર તળે રાખો ।। તમારા છત્ર તળે રાખો ।। સતીયાની સોબતમાં રાખો ।। યતિ, સતી, સંતોષીના મેળામાં રાખો ।। અમે અપરાધી ।। સ્વામી ! તમે અપરાધ ક્ષમા કરનાર છો ।।

**સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ**

**।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।**

* ગુપ્તિ = ગુપ્ત રીતે ક્રિયા કરનાર. * પ્રગટી = જાહેર રીતે ક્રિયા કરનાર. * ઉગિયાચારી = હિણા આચરવાળો, ખોટાં કર્મ કરનાર. * કળા = સત્તા.

ૐ ૐ

ॐ

शं ते अग्निः सहाभ्दिस्तु शं सोमः सहौषधीभिः ।
एवाहं त्वा क्षेत्रियान्निर्ऋत्या जामिशंसाद्
द्रुहो मुचामि वरुणस्य पाशात् ॥२॥
अनागसं ब्राह्मणा त्वा कृणोमि शिवे
ते धावापृथिवी उभे स्ताम् ।

अथर्व वेद कांड-२ सूक्त-१० मंत्र-२

**ભાવાર્થ :** 'આ જ્ઞાન વડે જ, ધ્યુતલોકમાં, અંતરિક્ષલોકમાં અને પૃથ્વીલોકના અંતર્ગત સંપૂર્ણ પદાર્થ એટલે પાણી, અગ્નિ, ઔષધિ, સોમ, વાયુ, બધી દિશાઓમાં રહેનારા બધા પદાર્થો, સૂરજ વગેરે બધા દેવો, હિતકારક અને સુખકારક થાય છે. આરોગ્ય વધારે છે અને વ્યાધિઓથી થનારા કષ્ટોને દૂર કરે છે.''-૨

# મંત્ર ચોત્રીસમો

## 卐 મંત્ર બીજો જીવને કર્મ-બંધન મુકિત અને 卐 અપરાધ - ક્ષમાનો છે.

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ગોર વાચા ।। નર વાચા ।। શિવ શકિત વાચા ।। આદ ઉનાદે યુગોયુગનો એ ......... જીવ ભૂલ્યો ચૂકયો આવ્યો છે ।। દશરાયણ દેવગુણ ।। લીલવગુણ ।। એવા ત્રણ કલ્પના ભૂલ્યા જીવ ।। ચોથા શ્વેતવેરા કલ્પમાં આવી મલ્યા, તે શ્વેતવેરા કલ્પના ।। યુગ કર્યા ચાર ।। પહેલા કર્તા યુગના ભૂલ્યા જીવ ।। તે ત્રેતા યુગમાં આવી મળ્યા બીજા ત્રેતા યુગના ભૂલ્યા જીવ ।। તે દ્વાપર યુગમાં આવી મળ્યા ।। ત્રીજા દ્વાપર યુગના ભૂલ્યા જીવ ।। આજ કલિયુગમાં આવી મળ્યા ।। તે સદ્ગોર બ્રહ્માને પ્રતાપે કરીને ।। એ..... જીવ ગતગંગામાં આવી મળ્યો છે ।। એ .........જીવ આદ ઉનાદનો છે ।। એ જીવનાં સુતક પાતક ટાળો ।। એ......... જીવે બોટયું ચાટયું હોય તે માફ કરો ।। એ...... જીવે ચોર્યુ, હર્યુ હરામ લીધું હોયેં તે માફ કરો ।। એ..... જીવે ગેર હક દાણો ખાધો હોય તે માફ કરો ।। એ..... જીવે દનીમાંહે ખાધું-પીધું હોય તે માફ કરો ।। જીવે કુદ્રષ્ટિ કીધી હોય તે માફ કરો ।। એ....... જીવના પ્રાયશ્ચિતે કર્મ બંધન છોડાવો ।। એ..... જીવે ખારૂં, ખાટું, મીઠું, જુઠું કહ્યું હોય તે માફ કરો ।। એ.... જીવે અદકી-ઓછી.. આઘી, પાછી કરી હોય તે માફ કરો ।। એ.... જીવે નિંદા ઈર્ષા કીધી હોય તે માફ કરો ।।

નવ્વાણુ કરોડી ઝાંખાના તપના પ્રતાપે માફ કરો ।। છપ્પન કરોડી, મેઘાના તપના પ્રતાપે કરીને માફ કરો ।। બત્રીસ કરોડી કિન્નરના તપના પ્રતાપે કરીને માફક કરો ।। પાંચ કરોડી પ્રહલાદના

* અદકી = ઓછી વધારે.

તપના પ્રતાપે માફ કરીને કરો ।। સાત કરોડી હરિશ્ચન્દ્રના તપના પ્રતાપે કરીને માફ કરો ।। નવ કરોડી યુધિષ્ઠિરના તપના પ્રતાપે કરીને માફ કરો ।। આજ કળિયુગમાં બાર કરોડી સદ્‌ગોર સહદેવના તપના પ્રતાપે કરીને માફ કરો ।। હવે કળિયુગ સંધે* ।। ગોર ઈમામશાહના તપના પ્રતાપે કરીને માફ કરો ।। એ........ જીવના પાપ પ્રાયશ્ચિત.. થકી ક્ષમા કરો ।। કમળા કુંવરની સોબતમાં રાખો ।। સપ્ત ઋષિઓની સોબતમાં રાખો ।। સિત્તેર સહસ્ત્ર કુલ હરિઅંશ અવતારની સોબતમાં રાખો ।। ગોર ઈમામશાહની દોસ્તીએ કરી ।। એ........ જીવ ગત ગંગામાંહે દાખલ થયો છે ।। તે ઘટપાટની આગળ કબૂલ થયો છે ।। જે હિસાબ મહાદનમાં પૂછો ।। તે હિસાબ ગોર ગત ગંગા માંહે મળીને ઘટ-પાટ આગળ ક્ષમા કરાવો ।। સ્વામી ! તમે એ ........... જીવને લેજો ઉગારી ।। મહાદન વેળા ન લોપે લગારી ।। સ્વામી ! તમે અલખ નિરંજન નિષ્કલંકી નારાયણ ।। ભૂલ્યા જીવોના તારણહાર ।। પંચાયતન અને સપ્ત ઋષિઓની દોસ્તીએ કરીને ।। એ............. જીવના અપરાધ ક્ષમા કરો ।।

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।



---

* સંધે = છેડે, સંધમાં. * પ્રાયશ્ચિત = પાપ નિવારણ કરવાની વિધી. * ચોલી = અંગરખાં કે જામાનો કોઠો કે જે છાતી સુધી રહે છે તે ભાગ. * દામન = ચોલીને લાગેલો નીચેનો ભાગ, ચાળ.

ॐ

श ते वातो अन्तरिक्ष वयो धाच्छं
ते भवन्तु प्रदिशश्चतस्त्रः ।
एवाहं त्वां क्षेत्रियन्निर्ऋत्या जामिसंसाद्
द्रुहो मुञ्चामि वरुणस्य पशात् ।
अनागसं ब्रह्मणा त्वां कृणोमि शिवे
ते धावापृथिवी उभे स्ताम् ॥३॥

अथर्व वेद कांड-२ सूक्त-१० मंत्र-३

**ભાવાર્થ :** ''અંતરિક્ષમાં સંચાર કરનારો વાયુ તારા માટે બળયુકત અને કલ્યાણકારી થાઓ. ચારે દિશાઓથી તારા માટે કલ્યાણકાર થાવ. જ્ઞાન દ્વારા હું તને ક્ષેત્રિય રોગથી, કષ્ટોથી, વ્યવહારનાં કષ્ટો, દ્રોહથી છોડાવું છું. દ્યુલોક અને પૃથ્વીલોક તારા માટે કલ્યાણકારક થાવ.''-૩

# મંત્ર પાંત્રીસમો

## 卐 મંત્ર ત્રીજો -જીવને કર્મ બંધન મુકિત અને 卐 અપરાધ - ક્ષમાનો છે

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ॐ ॐ

હે, અલખ નિરંજન નિરાકાર ।। સ્વામી સાકાર તમે ।। સ્વામી નિરાકાર તમે ।। સ્વામી અવતાર તમે ।। સ્વામી પાત્ર તમે ।। સ્વામી ચૌદ બ્રહ્માંડમાં તમે ।। સ્વામી ત્રિભુવનમાં તમે ।। સ્વામી માલિક તમે ।। સ્વામી મહેરબાન તમે ।। સ્વામી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તમે ।। સ્વામી સદ્ગુરૂ બ્રહ્મા તમે ।।

સ્વામી શ્રી મત્સ્ય ।। સ્વામી શ્રી કૂર્મ ।। સ્વામી શ્રી વરાહ ।। સ્વામી શ્રી નૃસિંહ ।। સ્વામી શ્રી વામન ।। સ્વામી શ્રી પરશુરામ ।। સ્વામી શ્રીરામ ।। સ્વામી શ્રી કૃષ્ણ ।। સ્વામી શ્રી બુધ્ધ ।। સ્વામી શ્રી નિષ્કલંકી નારાયણ દસમો અવતાર ।। આજ કળિયુગના વર્તમાને ।। તમારી આજ્ઞાએ અમારા અપરાધ ક્ષમા કરો ।। દયા કરો ।। સ્નેહની દ્રષ્ટિ કરો ।। કળશ માંહે તમે કળા પુરો ।। ઘટમાંહે વાસ તમારો કરો ।। આગમ*, અગોચર* ।। સ્થાન* સ્થાનેતર ।। કળશ પૂજા અર્ચન* પ્રમાણ કરો ।। સ્વામી તમે સદા અનાથના નાથ ।। તમે સદા નિરંજન નિરાકાર ।। નહિ રૂપ, રેખા, નહિ આકાર ।। તમે જ ગુરૂ, બ્રહ્મા, ગુરૂ વિષ્ણુ, ગુરૂ દેવ મહેશ્વર ।। આ સર્વ રચના તમારી છે ।। આ સતપંથ તમારો છે ।। સ્વામી અમારી વિનંતી સાંભળો ।। સ્વામી દયા તમારી, વિનંતી અમારી ।। વિનંતી આદ્ય-અંતના દેવોની ।। વિનંતી મુખી સેવકોની ।। વિનંતી કુલ ઋષિવર ગત-ગંગાની ।। વિનંતી કુલ ગુનેગાર જીવોની ।। સ્વામી આદ્ય તમે, અંત તમે ।। સ્વામી સૃષ્ટિના કર્તા-હર્તા તમે છો ।।

---

* અગમ = ભવિષ્યનું. * અગોચર = ન સમજાય તેવું. * સ્થાન સ્થાનેતર = ઠેકાણે ઠેકાણે, સર્વત્ર વ્યાપક. * અર્ચન = અર્પાણ વિધિ.

ॐ ॐ

તમારા ગુણનો પાર નહી ।। અમારા અવગુણનો છેહ નહી ।। તમારા નામ પર બલિહારી જાઉં ।। તમે અમારૂ હૃદય ના ડોલાવશો ।। ક્રિયા ના ચૂકાવશો ।। વસમી વેળાએ ઉગારી લેજો ।। તમે સર્વ જાણો છો ।। સ્વામી અમે તો અજ્ઞાન છીએ ।। અમો અપરાધીના અપરાધ ક્ષમા કરો ।। સ્વામી તમે ભીતર બહાર દર્શન દેજો ।। દિલમાં વસી કામ કરો ।। અંધારે અજવાળાં કરો ।। પરમ શાંતિ, પરમાનંદ ઉત્પન્ન કરો ।। કુલ વીઘ્ન પરહરો ।। રંક પર દયા કરો ।। પરમાર્થી પુરૂષાર્થીને દર્શન દેજો ।। એકાન્ત કરો ।। દ્વૈત દૂર કરો ।। સ્વામી તમે કર્તા યુગમાં વાચા દીધી ।। આજ કળયુગમાંહે તમે તે વાચા પાળો ।। વિનંતી સદ્‌ગોર બ્રહ્માની ।। વિનંતી વિષ્ણુ નારાયણની ।। વિનંતી મહેશ્વર દેવની ।। વિનંતી અનંત કરોડી દેવોની ।। વિનંતી સકળ સંઘ ગત-ગંગાની ।। આદ્ય નિરંજન તમે એ ........... જીવની વિનંતી સ્વીકારો ।। યુગે યુગનાં પાતક ઉતારો ।।

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।**



ॐ

इमा या देवी प्रदिशश्चतस्त्रो वातपत्नीरभि सूर्यो विचष्टे ।
एवाहं त्वां क्षेत्रियान्निर्ऋत्या जामिशंसाद्
द्रुहो मुञ्चामि वरुणस्य पाशात् ।
अनागसं ब्रह्मणा त्वां कृणोमि शिवे
ते द्यावापृथिवी उभे स्ताम् ॥३॥

अथर्व वेद कांड-२ सूक्त-१० मंत्र-४

**ભાવાર્થ :** "આ ચાર દિવ્ય ઉપદિશાઓ, કે જે વાયુનું રક્ષણ કરે છે. અને જેને ઘુસ્થાનનો સ્વામી સૂરજ ચારે તરફ જુએ છે તે બંને તારે માટે કલ્યાણકારક થાવ. હું તને ક્ષેત્રિય રોગોથી, કષ્ટોથી વ્યવહારિક કષ્ટોથી, દ્રોહથી અને વરૂણના પાશમાંથી જ્ઞાન વડે છોડાવું છું. ઘુલોક અને પૃથ્વીલોક તારે માટે કલ્યાણકારક થાવ.

# મંત્ર છત્રીસમો

## 卐 મંત્ર મંત્ર ચોથો : જીવને કર્મબંધન મુકિત અને અપરાધ - ક્ષમાનો છે. 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

હે, કૃપાનિધાન સ્વામીજી ।। ક્ષમા કરો ।। દયાની દ્રષ્ટિ કરો ।। કુલ વિઘ્ન પરહરો ।। મુખી સેવકોનો માર્ગ પ્રકાશિત કરો ।। કાળ જાગુત કરો ।। કાળ ભાગતો કરો ।। સ્વામી ઘટમાં આવી વાસ કરો ।। ઘટમાં તમારી કળા ધરો ।। ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણુ, ઘટે દેવ મહેશ્વર ।। તેતાલીસ લાખ વીસ સહસ્ત્ર એટલા ।। ચાર યુગના હિસાબ લખ્યા ।। અવર ન જાણું કેટલા ? ચાર યુગમાં ચોર્યાસી અવતાર ।। સ્વામી તેનો કરો તમે નિસ્તાર (ઉધ્ધાર) ।। જે કોઈ માને તેને સ્વર્ગાપુરી ।। જે કોઈ ન માને તેને ન સ્વર્ગાપુરી ।। બાર કરોડી કમળા કુંવરને સાથ ઘાય ।। તે જીવ અમરાપુરમાં જાય ।। અડસઠ તીર્થના ફળ લાભંતે ।। હે ઈશ્વર સર્વાધાર, દયાની દ્રષ્ટિ કરો ।। દુઃખિયાનાં દુઃખ ટાળો એ.......... જીવના કીધા અપરાધ ક્ષમા કરો ।। બીજા અપરાધ ના કરાવશો ।। પાંચ, સાત, નવ, બાર : તેત્રીસ કરોડીના મેળા આપો ।। લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ।। સકળ સંઘને દર્શન આપો ।। અમરાપુરમાં વાસ કરાવો ।। સ્વામી ! એકાન્ત કરો ।। દ્વૈત દુર કરો ।। ઋષિવરને રાજ આપો ।। સતિયાંની સોબતમાં રાખો ।। ઘટે કળા સ્થાપો ।। અમારા પ્રાયશ્ચિ પાપ કાપો ।। સામલ સુક્રિત કરો ।। દયાની દ્રષ્ટિ કરો ।। પડયા પિંડને પ્રગટ કરો ।। શિર ઉપર છત્ર ધરો ।। સદ્‌ગુરૂની વાચાઓ કરીને તમારા સિંહાસને પ્રગટ રૂપ ધરો ।। કરગર્યા કાન ધરો ।। સમર્યા સહાય કરો ।। એ......સેવક

---

* અગમ = ભવિષ્યનું. * અગોચર = ન સમજાય તેવું. * સ્થાન સ્થાનેતર = ઠેકાણે ઠેકાણે, સર્વત્ર વ્યાપક. * અર્ચન = અર્પણ વિધિ.

અપરાધી છે ॥ સ્વામી ! તમે અપરાધની ક્ષમા કરનાર છો ॥ સ્વામી તમારી સંઘ સોબતે અપરાધ ક્ષમા કરો ॥ કર્મ અમારું, ધર્મ તમારું ॥ ભાવ-ભકિત-શ્રધ્ધા અમારાં ॥ આ સેવકના અપરાધ ક્ષમા કરો ॥ સ્વામી ! તમે સારંગધાર ॥ વારાના ધણી ॥ શ્રીમત્સ્ય તમે ॥ શ્રીકૂર્મ તમે ॥ શ્રીવરાહ તમે ॥ શ્રીનૃસિંહ તમે ॥ શ્રીવામન તમે ॥ શ્રીપરશુરામ તમે ॥ શ્રીરામ તમે ॥ શ્રીકૃષ્ણ તમે ॥ શ્રીબુધ્ધ તમે ॥ શ્રી નિષ્કલંકી નારાયણ તમે ॥ જાંબુદ્વિપના ધણી ॥ તમે જીવોના તારણહાર ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

**ॐ**

**क्षेत्रियात्वा निर्ऋत्या जामिशंशाद् द्रुहो**
**मुञ्चामि वरुणस्य पाशात् ।**
**अनागसं ब्रह्मणा त्वा कृणोमि शिवे**
**ते धावापृथिवी उभे स्ताम् ॥१॥**

अथर्व वेद कांड-२ सूक्त-१० मंत्र-१

ભાવાર્થ : "તને આનુવંશિક રોગોથી, કષ્ટોથી, સગાં સંબંધીઓના કારણે થનારાં કષ્ટોથી, દ્રોહથી, વરૂણનાપાશમાંથી છોડાવું છું, તને જ્ઞાનથી નિર્દોષ કરું છું. બંને દ્યુલોક અને પૃથ્વીલોક તારા માટે કલ્યાણકારક થાવ."-૧

(આનુંવંશિક રોગ, આપત્તિ, કષ્ટ પ્રસરનારા રોગ, દ્રોહથી થનાર કષ્ટ, ઈશ્વરી નિયમોનું ઉલંઘન કરવાથી પ્રાપ્ત થતું બંધન વગેરે બધી દુર્ગતિઓથી નિર્દોષ, પવિત્ર થવાનો એક માત્ર ઉપાય : જ્ઞાન છે. બીજા ઉપાય નથી.)

# મંત્ર સાડત્રીસમો

## 卐 મંત્ર પાંચમો : જીવને કર્મ બંધનમુકિત અને અપરાધ - ક્ષમાનો છે. 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે આદ્ય નિરંજન ધંધુકાર ॥ તમે કરણ કલ્પના સર્જનહાર ॥ સ્વામી તમે જીવ પિંડનો કર્યો ઉધ્ધાર ॥ આદ્ય તમે ॥ અંત તમે ॥ પ્રગટ તમે ॥ ગુપ્ત તમે ॥ સ્વામી શ્રી મત્સ્ય રૂપની આશીષે ॥ સ્વામી શ્રીકૂર્મ રૂપની આશીષે ॥ સ્વામી શ્રીવરાહ રૂપની આશીષે ॥ સ્વામી શ્રીનૃસિંહ રૂપની આશીષે ॥ સ્વામી શ્રીવામન રૂપની આશીષે ॥ સ્વામી શ્રીપરસુરામ રૂપની આશીષે ॥ સ્વામી શ્રીરામ રૂપની આશીષે ॥ સ્વામી શ્રીકૃષ્ણ રૂપની આશીષે ॥ સ્વામી શ્રીબુધ્ધ રૂપની આશીષે ॥

સ્વામી શ્રી નિષ્કલંકી રૂપની આશીષે ॥ સ્વામી શ્રી નિરંજન નારાયણની આશીષે ॥ કરીએ....સેવકનાં સુખ સોહેલાં કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ લખ ચોર્યાસીના ફેરા ટાલો ॥ તેત્રીસ કરોડીના મેળા આપો ॥ હે ! જાંબુદ્વિપના ધણી ॥ અઠયાસી સહસ્ત્ર ઋષિઓની આશીષે ॥ ધરતી આસમાનની આશીષે ॥ અષ્ટકુળ પર્વતની આશીષે ॥ નવ કુળ નાગની આશીષે ॥ કરીએ... સેવકનાં સુખ સોહેલાં કરો ॥ દુઃખ દોહેલાં કરો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડીના મેળા આપો ॥ હે જાંબુદ્વિપના ધણી ॥ બાર કુળ મેઘની આશીષે ॥ ચાર ખાણ, ચાર વાણીની આશીષે ॥ ચાર વેદ ગ્રંથની આશીષે ॥ ચંદ્ર-સૂર્યની આશીષે ॥ નવ લાખ તારાની આશીષે ॥ ધ્રુવ મંડળની આશીષે ॥ સાત સમુદ્રની આશીષે ॥ નવસો નવ્વાણુ નદીઓની આશીષે ॥ સપ્ત ઋષિઓની આશીષે ॥ કરણ કલ્પના દેવોની આશીષે ॥ નવ નાથ ચોર્યાસી સિધ્ધની આશીષે ॥ નવાણુ કરોડી ઝાંખાની આશીષે ॥ છપ્પન કરોડી મેઘાની આશીષે ॥ બત્રીસ કરોડી કિન્નરની આશીષે ॥ પાંચ કરોડી પ્રહ્લાદની આશીષે ॥ સાત કરોડી હરિશ્ચન્દ્રની આશીષે ॥ નવ કરોડી યુધિષ્ઠિરની આશીષે ॥ બારકરોડી કમળાકુંવરની આશીષે ॥ કરીએ... સેવકનાં સુખ સોહેલાં કરો ॥ દુઃખ દોહેલાં દુર કરો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડીના મેળા આપો ॥ હે જાબુદ્વિપના ધણી ॥ મુખી સેવકોની આશીષે ॥ કુલ ઋષિવર ગત-ગંગાની આશીષે ॥ સકળ સંઘની આશીષે ॥ હરિઅંશ કુળ કાયમના અવતારની આશીષે

॥ અડસઠ તીરથની આશીષે ॥ આદ્ય શકિતની આશીષે ॥ ચોસઠ લાખ દેવીઓની આશીષે ॥ શિવ અને શકિતની આશીષે ॥ તમારા ભક્ત મંડળને આખર વેળાએ ઉગારી લેજો ॥ છેવટની પળે દર્શન દેજો ॥ કૃપાનિધાન સ્વામીજી ॥ તમે ઉપન્યા સહસ્ત્ર દ્વિપે આર્યવર્તે કીધા મુકામ ॥ તમે આવી વસ્યા ગિરમથા ગામ તમે સ્થાપ્યું, પ્રેરણાપીઠ ધામ ॥ તમારું પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહ નામ ॥ તમો કરો છો અને કરાવશો અનંત કરોડી જીવોનાં કામ ॥ તમે આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ નામ ॥ એ.......... સેવકનાં સુખ સોહેલાં કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડીના મેળા આપો ॥ જાંબુ દ્વિપના ધણી ॥

સદ્ગુરૂ ઇમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

**ૐ**

**शं ते अग्निः सहाद्भिरस्तु शं सोमः सहौषधीभिः ।**
**एवाहं त्वां क्षेत्रियात्रिर्ऋत्या जामिशंसाद्**
**द्रुहो मुञ्चामि वरुणस्य पाशात् ।**
**अनागसं ब्राह्मणा त्वा कृणोमि शिवे**
**ते द्यावापृथिवी उभे स्ताम् ॥२॥**

अथर्व वेद कांड-२ सूक्त-१०, मंत्र-२

ભાવાર્થ : 'તારા માટે પાણી સાથે અગ્નિ કલ્યાણકારક થાવ. તેમજ ઔષધિઓ સાથે સોમ કલ્યાણકારક થાવ. આ પ્રકારે હું તને આનુંવંશિંક રોગોથી કષ્ટોથી, વ્યવહારીક કષ્ટોથી, દ્રોહથી, વરૂણના પાશમાંથી છોડાવું છું. બંને દ્યુલોક અને પૃથ્વીલોક તારા માટે કલ્યાણકારક થાવ.''-૨

(દ્યુલોક, અંતરિક્ષલોક, અને પૃથ્વીલોકની અંતર્ગત રહેલા તમામ પદાર્થો મનુષ્યને માટે, કેવળ જ્ઞાન વડે જે હિતકર અને સુખવર્ધક થાય છે. બીજો ઉપાય નથી.)

# મંત્ર આડત્રીસમો

## 卐 મંત્ર છઠ્ઠો : જીવને કર્મ બંધન મુકિત અને અપરાધ - ક્ષમાનો છે. 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે સૃષ્ટિના સર્જનહાર ॥ સ્વામી તમે લાભ આપે ॥ સ્વામી તમે સુખ સોહેલાં કરો ॥ બળ આપો ॥ પવિત્ર કરો ॥ સ્વામી સત્ય તમે ॥ સ્વામી પવિત્ર તમે ॥ સ્વામી દીનાનાથ તમે ॥ સ્વામી જગદીશ તમે ॥ સ્વામી જગતમાં તમે ॥ સ્વામી ત્રિભુવનમાં તમે ॥ સ્વામી ધણી તમે ॥ સ્વામી ઈન્દ્ર તમે ॥ સ્વામી ગુરૂ તમે ॥ સ્વામી ઈશ્વર તમે ॥ સ્વામી આદ્ય તમે ॥ સ્વામી અંત તમે ॥ સ્વામી પ્રગટ

તમે ॥ સ્વામી ગુપ્ત તમે ॥ સ્વામી કૃપાનિધાન તમે ॥ સ્વામી હો તમે, હશો તમે, છો તમે ॥ સ્વામી દયાળુ તમે ॥ સ્વામી ધર્મમાંહે તમે ॥ સ્વામી નિષ્કલંકી નારાયણ તમે ॥ સ્વામી બ્રહ્માંડની ગતિ તમે, સ્થિતિ તમે, લય તમે ॥ સ્વામી ત્રાણ પહોરે ત્રાણ તાર્યા તમે ॥ સ્વામી ! ચોથે પહોરે પાર ઉતારો તમે ॥ જાંબુદ્વિપે તખ્ત મચાવો સ્વામી ॥ યુગે યુગની આજ્ઞાએ કરી, ભકતોને તારો દૈત્યોને મારો ॥ ધર્મનો જય કરો ॥ પાપનો ક્ષય કરો ॥ સત્ય પ્રગટ કરો ॥ કૂડ કપટ દૂર કરો ॥ અક્કલસુ ખબર કરો ॥ તમારા નામથી શબ્દ દીજીએ ॥ સ્વામી તમે એ.... જીવ-પર દયા કરો ॥ સ્વામી તમે અંતર્યામી છો ॥ દુઃખ નિવારણ કરો ॥ સ્વામી ! અમારી વાડી લીલી કરો ॥ પૂર્વ-પશ્ચિમ ઉત્તર-દક્ષિણની વાડી લીલી કરો ॥ સ્વામી ! મૂળ સ્થાનની વાડી લીલી કરો ॥ સ્વામી !! તમારા નગરની વાડી લીલી કરો ॥ તમે સ્વર્ગની વાડી લીલી કરો તમે સતપંથની વાડી લીલી કરો ॥ સ્વામી તમે દયા કરો ॥ સ્વામી તમે ખોટાં કર્મ વિકર્મ પરહરો ॥ સ્વામી અપરાધ ક્ષમા કરો ॥ સ્વામી લાભ આપો ॥ સામલ સુક્રત કરો ॥ સ્વામી ઘર આબાદ કરો ॥ સ્વામી તમારા સેવકોને પાર ઉતારો ॥

આદ્ય નારાયણની દોસ્તી ॥ આદ્ય શકિત માતાની દોસ્તી ॥ નિષ્કલંકી નારાયણની દોસ્તી ॥ હરિઅંશના પરિવારની દોસ્તી ॥ જ્ઞાનીજનોની દોસ્તી ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર દેવોની દોસ્તી ॥

સદ્દગોર ઈમામશાહની દોસ્તી ॥ હરિઅંશ કુળ કાયમના અવતારની દોસ્તી ॥ એક લાખ એસીં હજાર સંત-મહાત્માઓની દોસ્તી ॥ સપ્ત ઋષિઓની દોસ્તી ॥ નવ નાથ, ચોર્યાસી સિધ્ધની દોસ્તી ॥ અઠયાસી સહસ્ર ઋષિઓની દોસ્તી ॥ સાત સમુદ્રની દોસ્તી ॥ નવસો નવ્વાણુ નદીઓની દોસ્તી ॥ ચંદ્રમા-સૂર્યની દોસ્તી ॥ નવલાખ તારાની દોસ્તી ॥ અષ્ટકુળ પર્વતની દોસ્તી ॥ નવ કુળ નાગની દોસ્તી ॥ બાર કુળ મેઘની દોસ્તી ॥ અઢાર ભાર વનસ્પતિની દોસ્તી ॥ એ સર્વ દેવોની દોસ્તીના પ્રતાપે કરીને ॥ એ.... જીવના અપરાધ ક્ષમા કરો ॥ યુગે યુગનાં કર્મ બંધન છોડાવો ॥ ચોર્યાસી લાખ અવતારનાં દુઃખ ભાંગો ॥ નવાણુ કરોડી ઝાંખાની દોસ્તી ॥ છપ્પન કરોડી મેઘાની દોસ્તી ॥ બત્રીસ કરોડી કિન્નરની દોસ્તી ॥ પાંચ કરોડી પ્રદલાદની દોસ્તી ॥ સાત કરોડી હરિશ્ચન્દ્રની દોસ્તી ॥ નવ કરોડી યુધિષ્ઠિરની દોસ્તી ॥ બાર કરોડી કમળા કુંવરની દોસ્તી ॥ અનંત કરોડીના ધણીની દોસ્તી ॥ જમીન- આસમાનની દોસ્તી ॥ પાવન પાણીની દોસ્તી ॥ મુખી સેવકોની દોસ્તી ॥ કુલ* ઋષિવર ગત-ગંગાની દોસ્તી ॥ સકળ સંઘની દોસ્તી ॥ અજંપા જાપની દોસ્તી ॥ એ......... જીવના અપરાધ ક્ષમા કરો ॥ લાખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ બ્રહ્મ જ્ઞાનની દોસ્તી ॥ કુલ સતપંથીઓની દોસ્તી ॥ ચોસઠ લાખ દેવીઓની દોસ્તી ॥ અગ્નિ, તેજ, અન્ન દેવની દોસ્તી ॥ યતિ, સતિ સંતોષી જીવોની દોસ્તી ॥

* અવાડી = અંશ, ભકત. * દોસ્તી = પ્રેમ, સ્નેહ. * કુલ = સર્વ.

ચાર ખાણ ચાર વાણની દોસ્તી ॥ ચાર વેદના મંત્રની દોસ્તી ॥ સાત વાર સત્તાવીસ નક્ષત્રની દોસ્તી ॥ પંદર તીથી ને બાર કરણની દોસ્તી ॥ નવ ગ્રહની દોસ્તી ॥ અડસઠ તીરથની દોસ્તી ॥ દશ દિગ્પાલની દોસ્તી ॥ હીણા ખીણા જીવોની દોસ્તી ॥ લાખ ચોર્યાસી જીવોની દોસ્તીના પ્રતાપે કરીને ॥ એ............... જીવના પાપને પ્રલય કરો ॥ અપરાધ ક્ષમા કરો ॥ એ........... જીવને વૈકુંઠમાં વાસ આપો ॥ એ સેવક અજ્ઞાની અબુજ* છે ॥ પેટાર્થી* ક્ષુધાર્થી* છે ॥ ઘટાર્થી* લોભાર્થી છે ॥ સ્વાથી લવાર્થી* છે ॥ એ.......... જીવ સત્યહીન, દત્તહીન છે અને સૂતક કર્મથી ભરેલો છે ॥ એ.......... જીવ મોંના જુઠા, દિલના ખોટા છે ॥ સ્વામી ! દયા કરો ॥ અંધારે અજવાળું કરો ॥ પડયા પિંડને પ્રગટ કરો ॥ જે કોઈ આ સતપંથ ધર્મની વાચા પાળે તેની ઈકોતેર પેઢી તરે ॥ એ........ કરણ કલ્પનો યુગે યુગનો, રાતે રાતનો, દહાડે દહાડાનો અપરાધી છે ॥ મન ચિત્તના અપરાધ, મનિચ્છા* કર્મના અપરાધ ક્ષમા કરો ॥ સ્વામી તમે દયાળુ કૃપાનિધાન છો ॥ કર્યા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધથી બચાવશો ॥ સ્વામી તમે શ્રીમત્સ્ય ॥ તમે શ્રીકૂર્મ ॥ તમે શ્રીવરાહ ॥ તમે શ્રીનૃસિંહ ॥ તમે શ્રીવામન ॥ તમે શ્રીપરશુરામ ॥ તમેશ્રીરામ ॥ તમે શ્રીકૃષ્ણ ॥ તમે શ્રીબુધ્ધ ॥ તમે શ્રી નિષ્કલંકી નારાયણ દસમો અવતાર ॥

---

* અબુજ = અજ્ઞાની, ન સમજે તેવો. * પેટાર્થી = પેટની ઇચ્છા કરવાવાળો. * ક્ષુધાર્થી = ભૂખ્યો. * ઘટાર્થી = ઘરનો લોભી, સ્વાર્થી. * લવાર્થી = બહુ બોલો. * મનિચ્છા = મનની કલ્પનાના.





This book contains the so-to-say new or amended Yagna Vidhi which uses more of “Hindu” or “Indian” outwardly-looks/words/terms in place of “Islamic” or “Arabic” terms used In the original Yagn Vidhi since formation of Satpanth.
It is understood that this is done to attract Hindus.

સ્વામી તમે જીવોના તારણહાર ॥ આ સેવકોના અપરાધ ક્ષમા કરો
જાંબુદ્વિપના ધણી ॥ તમે ચિંતા કરો સતપંથી જીવો તણી ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

य ईशे पशुपतिः पशुनां चतुष्पादातामुत यो द्वियदाम् ।
निष्क्रीतः स यज्ञियं भागमेतु रायस्पोषा यजमानं सचन्ताम् ।१।
प्रमुञ्चन्तो भुवनस्य रेतो गातुं धत्त यजमानाय देवाः ।
उपाकृतंशशमानं यदस्थात्प्रियं देवानामप्येतु पाथः ।२।
ये बध्यमानमनु दीध्याना अन्वैक्षन्त मनसा चक्षुषा च ।
अग्निष्टानग्रे प्रमुमोक्तु देवो विश्वकर्मा प्रजया संरराणः ।३।
ये ग्राम्याः पशवो विश्वरुपा विरुपाः सन्तो बहुधैकरुपाः ।
वायुष्टानग्रे प्रमुमोक्तु देवः प्रजापतिः प्रजया संरराण ।४।

ॐ ॐ

प्रजानन्तः प्रति ग्रृहवन्तु पूर्वे प्राणमङ्गेभ्यः पर्याचरन्तम् ।
दीव गच्छ प्रति तिष्ढा शरीरेः स्वर्गं याहि पथिभिर्देवयानैः ।५।

अथर्व वेद कांड-२ सुक्त-३४ मंत्र - १ थी ५

ભાવાર્થ : "જે દ્વિપાદ અને ચતુષ્પાદ વગેરે પ્રાણીઓનો સ્વામી એક ઈશ્વર છે, તે નિઃશેષ રીતે પ્રાપ્ત થયા પછી, પૂજાના સ્થાનમાં પૂજા પ્રાપ્ત કરે છે, અને તેની કૃપાથી સર્વ પ્રકારનું ધન અને પુષ્ટિઓ ઉપાસકને પ્રાપ્ત થાય છે-૧

"સર્વ દેવો આ ઉપાસકને સંસારનું વિર્થ પ્રદાન કરે છે. સન્માર્ગ બતાવે છે. અને વનસ્પતિઓનું સુસંસ્કૃત અન્ન જે દેવોને પ્રિય છે, તે તે ઉપાસક ને આપે છે."-૨

"તે તેજસ્વી જ્ઞાની પુરૂષ પોતાની આંખથી વૃધ્ધ સ્થિતિમાં રહેલાં પ્રાણીઓને દયામયનજરે જુએ છે તેને જે વિશ્વનું નિમાર્ણ કરનારો અને પ્રજાઓમાં રમનારો (આનંદ પામનારો) પ્રકાશમય દેવ સર્વથી પહેલાં તેને જ મુકત કરે છે."-૩

"ગ્રામ્ય પશુઓ જે ખરેખર વિવિધ રૂપ રંગવાળા હોવા છતાં એક જ રૂપ જેવાં હોય છે તેને પણ પ્રજાઓની સાથે રહેનારો પ્રાણોનો દેવ પહેલાં મકુ કરે છે."-૪

"જે જ્ઞાની લોક સર્વ શરીરમાં સંચાર કરનારા પ્રાણને સર્વ અંગો અવયવોમાંથી એકત્રિત કરીને પોતાના અધિકારમાં લાવે છે. તેઓ શરીરથી સુદ્રઢ હોવાથી દિવ્ય માર્ગથી સીધા સ્વર્ગ-પ્રતિ જાય અને પ્રકાશનું સ્થાન પ્રાપ્ત કરે છે."-૫

નોંધ :- આ પાંચ મંત્રો સંયુકત રીતે ચાર ખાણમાંથી જીવને મુકિત આપવાના છે.

ॐ ॐ

# મંત્ર ઓગણચાલીસમો

## 卐 મંત્ર પહેલો : જીવને સ્વેદજ* ખાણીમાંથી સદ્દગતિનો છે. 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી આદ્ય તમે ॥ અહુ તમે ઉનાદ તમે ॥ સાદ તમે ॥ શબ્દ તમે ॥ તેજ તમે ॥ બિંબ તમે ॥ ઈંડ તમે ॥ પિંડ તમે ॥ નૂર તમે ॥ નિરંજન તમે ॥ પ્રથમ નામ તો ૐકાર ॥ નિરંજન તે નિરાકાર ॥ ઉત્પન્ન કીધી મૂરત ચાર ॥ શબ્દથી સર્જ્યો સંસાર ॥ તમે સૃષ્ટિના સર્જનહાર ॥ આદ્યે સર્જી ચાર જ ખાણ ॥ ચતુર મૂરતે વર્તી વાણ ॥ ત્યારે બ્રહ્મ થયા પ્રકાશ ॥ ઉપજયા પિંડ, જીવ ને શ્વાસ ॥ અધ્ધર* આસને બેઠા રહ્યા ॥ બ્રહમાજી ધ્યાન ધરી રહ્યા ॥ હરિએ ગોરને કહ્યું જ્ઞાન ॥ તે ને જઈ સદ્દગોરે કીધું જાણ ॥ એકે વચન માન્યા સહિ ॥ બીન ધર્મી બે એ માન્યા નહી ॥ ધર્મીને આપ્યો સતપંથ ॥ બીન ધર્મી પડયા માયાના ફંદ ॥ એકે પ્રમાણ્યા તે પામ્યા ધર્મ ॥ બીન ધર્મીને શિર બેઠા કર્મ ॥ તેના કીધા ત્રણ જ ભાગ ॥ યુગ સ્વરૂપે સર્જ્યા દાગ* ॥ લાખ ચોર્યાસીના ફેરા ફર્યા ॥ કરણ કલ્પમાં જીવ અવતર્યા ॥ જે કોઈ

---

* સ્વેદ = પરસેવો. * અધ્ધર = આધાર વિના. * દાગ = અંતિક સંસ્કાર.

દેવ આસને રહ્યા ॥ ત્યારે વારા પ્રમાણે જીવ અમરાપુર ગયા ॥ જે કોઈએ જાણ્યા ઋગ્વેદ ॥ તે જીવ પામ્યા અમર ભેદ ॥ શ્વેત કલ્પ જો રહ્યા ॥ ત્યારે બ્રહ્માને હુકમ જ થયા ॥ તેના કીધા યુગ જ ચાર ॥ શકિત રૂપી રચ્યો સંસાર ॥ જેણે ગોર નર કીધા પરમાણ ॥ ઋગ્વેદી દેખાડયા ધર્મ ॥ તે જીવ અમર થઈને છૂટયાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ન માન્યા તે આવાગમનમાં રહ્યા ॥ જેણે ગોર નર કીધા પરમાણ ॥ તેને યજુર્વેદી દેખાડયા ધર્મ ॥ તે જીવ અમર થયાને છૂટયાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ન માન્યા તે આવાગમનમાં રહ્યા ॥ જેણે ગોર નર કીધા પરમાણ ॥ તેને સામવેદી દેખાડયા ધર્મ ॥ તે જીવ અમર થયા જે છૂટયાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ના માન્યા તે આવાગમનમાં રહ્યા ॥ જેણે ગોર નર કીધા પરમાણ ॥ તેને અથર્વવેદી દેખાડયા ધર્મ ॥ તે જીવ અમર થયા ને છૂટયાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ના માન્યા તે આવાગમનમાં રહ્યા ॥

સદ્ગોર ઈમામશાહ મહારાજ ॥ નિરંજન નિષ્કિલંકી નારાયણ તમારી આશીષે કરીને ॥ એ ..... જીવોને છોડાવો સ્વદેજ ખાણ ॥ ફેરા છોડાવો એકવીસ લાખ ॥ ઋગ્વેદે પૂરી શાખ ॥ તમારો આડો[1] ॥ તમારો પાડો[2] ॥ તમારો વાડો[3] ॥ એ.......... જીવને સ્વદેજ ખાણીમાંથી કાઢો ॥ સદગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ ॥

૧. આડો = સંઘ. ૨. પાડો = પાડોશી ૩. વાડો = સંપ્રદાય

ચો મુખી બ્રહ્મા* ॥ આદ્ય વિષ્ણુ નારાયણનો અવતાર ધરી ॥ તમે આયુધે* આવોને બાંધો હથિયાર ॥ તમે વારાના છો ધણી ॥ તમારા જીવને સ્વદેજ ખાણમાંથી કાઢો ॥ તમે સર્વ જાણો છો ॥ ને તમે પીછાણો છો ॥ છોડાવો ચોર્યાસી ખાણને જીવને માર્ગે આણો ॥ સદ્‌ગોર દીનાનાથ ॥ તમારા વાયકે ॥ તમારા ગજ સિક્કે ॥ તમારા નામ નૂરની દોસ્તીએ ॥ જાંબુદ્વિપ કુંવારીકા ક્ષેત્રની દોસ્તીના પ્રતાપે ॥ એ........ જીવને સ્વદેજ ખાણમાંથી કાઢો ॥ એકવીસ લાખ ફેરાનાં કર્મ બંધન છોડાવો ॥ એ......... જીવને સતિયાં સોબતમાં જોડો ॥ એ........... જીવનાં ભવોભવમાં પાપ કાપો ॥ તમે જીવને ઉપજાવ્યા ને તમે જીવને ઓધારો ॥ એકવીસ લાખ ફેરા પ્રલય કરો ॥ સતપંથની દોસ્તીના પ્રતાપે ॥ તમે એ......... જીવને કર ધરો ॥ તમે જીવને પાવન કરો ॥ જીવ પલપલનો ॥ તલતલનો ગુનેગાર છે ॥ તમે સાહેબ ગુના બક્ષણહાર છો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**



---

* ચો મુખી બ્રહ્મા = આદી બ્રહ્મ. * આયુધ = હથીયાર, ખાંડું * આડો = ટાળવાનો ઉપાય
* ગજ સિક્કો= મહોર છાપ.

ૐ

# મંત્ર ચાલીસમો

## 卐 મંત્ર બીજો : જીવને ઈંડજ* ખાણીમાંથી સદ્‌ગતિનો છે. 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર ॥ આદ્ય નારાયણે અહદ* થકી રચ્યો સંસાર ॥ પહેલી સરજી ખાણી ચાર ॥ ચતુર મૂરતે કીધો વિસ્તાર ॥ ચતુર વેદ તે સચરાચર ॥ તમે નિરંજને ધર્યા અવતાર ॥ નરનારીનો એક વિચાર ॥ તમે નિરંજન નિરાકાર ॥ સ્વામી તમે સદ્‌ગોરને સોંપ્યા ધર્મ ॥ રચ્યો સતપંથ ને ઉતાર્યા કર્મ ॥ ત્રાણે* ॥ મુરતે ધર્યા અવતાર ॥ શકિત રૂપી રચ્યો સંસાર ॥ માયા રચી અનંત અપાર ॥ તમે નિરંજન સર્જનહાર ॥ ઈંડજ ખાણીમાં જીવ અવતર્યો ॥ એકવીસ લાખ તો ફેરા ફર્યો ॥ યર્જુવેદે પૂરી શાખ ॥ ફેરા ટાળો એકવીસ લાખ ॥ અમર ભેદસું લાગ્યાં ધ્યાન ॥ વદ્યા ગોર-નરને કરી આદેશ ॥ ઓળખ્યા અમે વિષ્ણુ નારાયણ ધણી ॥ તમે ચિંતા કરો એ.......... જીવ તણી ॥ તમારો આડો ॥ તમારો પાડો ॥ તમારો વાડો ॥

* ઈંડજ=ઈંડમાંથી ઉત્પન્ન થતાં જીવોની ખાણ.* અહદ=એક જ મુળ પુરુષ.*ત્રાણે = બ્રહ્મા,વિષ્ણુ,શક્તિ

એ જીવને ઈંડજ ખાણીમાંહેથી કાઢો ॥ તમે એ જીવનાં પાપ કાપો ॥ તમે નિરંજન નિષ્કલંકી નારાયણ ! એ....... જીવને આશા છે મોક્ષપદ તણી ॥ છોડાવો ઈંડજ ખાણીમાંહેથી તમે ત્રિભુવન ધણી ॥

હે સ્વામી ! તમે સર્વ ગુણ સંપન્ન ॥ સર્વે જીવોના સર્જનહાર ॥ જાંબુદ્વિપે કુંવારીકા ક્ષેત્રને સ્થળે એ............ જીવને દર્શન દેજો ॥ અમરાપુરમાં વાસ દેજો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

# ૐ

# મંત્ર એકતાલીસમો

**卐 મંત્ર ત્રીજો : જીવને ઉદ્‌બીજ ખાણમાંથી સદ્‌ગતિનો છે. 卐**

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

હે સ્વામી તમે આદ્ય નિરંજન દેવ ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર દેવ ॥ શિવશકિતથી રચ્યો સંસાર ॥ તમે નિરંજન નિરાકાર ॥ ખાણેને વાણે રચ્યો સંસાર ॥ વેદથી કર્યો વિસ્તાર ॥ સરજી ખાણ ને સરજી માયા ॥

---

* ઉદ્‌બીજ= બીજથી ઉગતા તરૂઓ, ઝાડ, વનસ્પતિની ખાણ.

ખાણમાં ઊપજયા ને ખાણમાં સમાયા ।। વિષ્ણુ બીજ ને બ્રહ્મા કહાવ્યા ।। મંત્ર મહાદેવ ને શકિત માયા ।। તમે ચતુર મૂરત માંહે સમાયા ।। દેવ નિરંજન નિરાકાર તમે ઉપાયા ।। ઉદ્દ્ભીજ ખાણીમાં જીવ અવતર્યો ।। એકવીસ લાખ ફેરા ફર્યો ।। સામવેદે પૂરી શાખ ।। ફેરા ટાળો એકવીસ લાખ ।। ત્રાણ દેવને શકિત સાર ।। તમે નિરંજન ધર્યા અવતાર ।। ત્રાણ દેવથી રચ્યા સતપંથ ।। તમથી છૂટે જીવના ફેરા ફંદ ।। નર તમે ।। નિરંજન તમે ।। નિરાકાર તમે ।। નિષ્કલંકી તમે ।। નારાયણ તમે ।। અપરાધી છીએ અમે ।। સ્વામી અપરાધ નિવારો તમે ।। ઉગિયાચારી છીએ અમે ।। સ્વામી તમે આદ્ય નિરંજનનો અવતાર ।। નિષ્કલંકી તમે અનંત કરોડી જીવોનો કરો ઉધ્ધાર ।। તમથી છૂટે પિંડ ને પ્રાણ ।। સદ્દ્ગોર થકી ધર્મ પ્રમાણ ।। સદ્દ્ગુરુથી જીવોનાં નિર્વાણ ।। સ્વામી તમો કરો એ......... જીવોનાં કલ્યાણ ।। છોડાવો એ......... જીવને ઉદ્દ્ભીજ ખાણ ।। આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ ।। સ્વામી ! તમે ચિંત કરો એ ....... જીવ તણી ।। અમને આશ છે તમારી ઘણી ।। તમારો આડો ।। તમારો પાડો ।। તમારો વાડો ।। એ........... જીવને ઉદ્દ્ભીજ ખાણીમાંહેથી કાઢો ।।

સ્વામી જાંબુદ્વિપના તમે ધણી ।। તમે ચિંતા કરો એ......... જીવ તણી ।। એ જીવનાં ભવોભવનાં પાપ કાપો ।। અમર ભેદની સોબતમાં જોડો, તમે જીવને પહોંચાડો પાર ।। ચૌદ ભુવનના સર્જનહાર ।।

સદ્દ્ગુરૂ ઈમામશાહ મહારાજ

**।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।**

ૐ

# મંત્ર બેતાલીસમો

## 卐 મંત્ર ચોથો : જીવને જરાજ ખાણમાંથી સદ્દગતિનો છે. 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

હે સ્વામી ! આદ્ય નિરંજન તમે ॥ અગમ અગોરચર તમે ॥ સ્થાન સ્થાનેતર તમે ॥ કરણ કલ્પમાં તમે ॥ યુગ યુગાન્તરે તમે ॥ આસને તમે ॥ ધ્યાનમાં તમે ॥ ધંધુકારમાં તમે ॥ ઈંડ માંહે તમે ॥ પિંડમાંહે તમે ॥ નવખંડમાં તમે ॥ બ્રહ્માંડમાં તમે ॥ અમે જપતા તમારો જાપ ॥ સ્વામી તમે ઊપજયા આપો આપ ॥ તમે ત્રણ દેવ ઉપાયા ॥ કરી કૃત્યને સરજી માયા ॥ તમે સરજી ચારે ખાણ ॥ તમે સર્જ્યા પિંડને પ્રાણ ॥

* જરાજ ખાણી = જરમાં વિંટળાઈને જન્મે તેવા જીવની ખાણ.

પછી સરજી ચાર જ વાણ ॥ પિંડમાંહે પૂર્યા પ્રાણ ॥ વાણીથી કર્યો વિસ્તાર ॥ સર્જ્યા વેદને ૐકાર ॥ સરજી સૃષ્ટિને સકળ* સંસાર ॥ માયા તાણો કીધો વિસ્તાર ॥ લાખ ચોર્યાસીના ફેરા કર્યા ॥ કર્મ પ્રમાણે સહુ અવતર્યા ॥ ફેરે પડયા સહુ જીવને જંત ॥ રચી માયા તે અકળ અનંત ॥ તમે નિરંજન આપે હરિ ॥ બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વરે સુષ્ટિ કરી ॥ ફરતી કીધી ચારે ખાણ ॥ ઉત્તમ મધ્યમ સર્જ્યા પ્રાણ ॥ તમે અવતર્યા નારાયણ ॥ બ્રહ્મા વિષ્ણુ રહ્યા પ્રમાણ ॥ સર્જ્યા સતપંથ ને સ્થાપ્યાં ધર્મ ॥ સતપંથી જીવોને આપ્યા મર્મ* ॥ અધર્મી શીર બેઠાં કર્મ ॥ ધર્મીઓનાં છૂટયાં કર્મ ॥ અથર્વવેદની પૂરી શાખ ॥ ફેરા ટાળો એકવીસ લાખ ॥

આદ્ય નિરંજન નરહરિ નારાયણ નામ ॥ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ॥ તમે ત્રાણેના સર્જ્યા પ્રાણ ॥ નિરંજન નિષ્કલંકી નારાયણ અવતાર ॥ તમે આદ્ય બ્રહ્માએ કીધા વેદ વિસ્તાર ॥ સદ્‌ગોર ઈમામશાહ મહારાજ તમે છો વારાના ધણી ॥ તમે ચિંતા કરો એ....... જીવ તણી ॥ તમારો આડો, તમારો પાડો તમારો વાડો ॥ એ......... જીવને જરાજખાણી માંહેથી કાઢો ॥ એ............ જીવ લાખ ચોર્યાસીના ફેરે ॥ જરાજ ખાણીમાં આવી અવતર્યો ॥ સદ્‌ગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ ॥ આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી નારાયણ સ્વામી ॥ તમે જીવોના તારણહાર છો ॥ કરગર્યા કાન ધરો ॥

* સકળ = સર્વ * મર્મ = ગૂઢાર્થ, ભેદ.

સમર્યા સહાય કરો ॥ વારાના સ્વામી ॥ તમે એ......... જીવને છોડાવો ॥ જાંબુદ્વિપે, ભરત ખંડે, કુંવારીકા ક્ષેત્રે પરિવાર તમારો છે ॥ તમારા નામની આશીષ ॥ આસન સ્થળની આશીષ ॥ અજંપા જાપની આશીષ ॥ સકળ સંઘની આશીષ ॥ હીણા ખીણા જીવોની આશીષ ॥ ઋષિવરોની આશીષ ॥ કાયમ તમારા અંશ પરિવારની આશીષ ॥ હરિઅંશની આશીષ ॥ તમારી કળા, તમારી આજ્ઞાએ ॥ એ......... જીવને લક્ષ ચોર્યાસીના ફેરાથી છોડાવો ॥ જરાજ ખાણીમાંહેથી કાઢો ॥ ચારે ખાણીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડીના મેળા આપો ॥ જાંબુદ્વિપના ધણી ॥ તમે ચિંતા કરો એ............ જીવ તણી ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

ૐ

**एतं सधस्था परि वो ददामि यं शेवधिमावहाज्जातवेदाः ।**

**अन्वागन्ता यजमानः स्वस्ति**

**त स्म जानीत परमे व्योऽमिन ।१।**

जानीत स्मैनं परमेव्योऽमन्देवाः सधस्था विद लोकमत्र ।
अन्वागन्ता यजमानः स्वस्तीष्टापूर्तं स्म कृणुताविरस्मै ।२।
देवा पितर पितरो देवाः यो अस्मि सो अस्मि ।३।
स पचामि सददामि स यजे स दतान्मा युषम् ।४।
नाके राजन्प्रति तत्रैतत्प्रति तिष्ठतु ।
विद्धि पूर्तस्यनो राजन्त्स देव सुभना भव ।५।

अथर्व वेद कांड-३ सूक्त-१२३ मंत्र-१ थी ५

ભાવાર્થ : ''સર્વજ્ઞ દેવે તમારા સ્થાન સુધી જે આત્મશકિતનો ખજાનો પહોંચાડયો છે, તે હું તને આપું છું, તેની પાછળ પાછળ યજમાન આવશે અને પરમ સ્વર્ગ ધામમાં પહોંચશે.''-૧

''સત્-કર્મ કરનારા પરમ ધામમાં સ્થિર છે. એ નિશ્ચિત વાત છે. યજ્ઞ-કર્તા એ જ ધામમાં પહોંચે છે. તેનું યોગ્યતાપૂર્વક હૃદયથી સ્વાગત કરો.''-૨

''જે પાલન કરે છે તે દેવ છે, અને જેઓ દૈવી ભાવથી યુકત છે. તેઓ તો પાલન કરે જ છે. મનુષ્ય પોતાની બહારની યોગ્યતા ગમે તેટલી પરંતુ અંતરાત્માની જેટલી યોગ્યતા હશે તેટલી જ તેની વાસ્તવિક યોગ્યતા છે.''-૩

''હું યજ્ઞને માટે અન્ન પકવું છું, હું દાન આપું છું. હું યજ્ઞ કરું છું, હું દાન કરવામાંથી કદી પણ નિવૃત્ત ન થાઉં.''-૪

''સ્વર્ગ ધામમાં સ્થિર થઇ જા. આ અમારું કર્મ સ્વર્ગમાં સ્થિર રહે. પોતાની પૂર્ણતા કરવાનું જાણી લે અને ઉત્તમ મનથી યુકત બને''-૫

# મંત્ર તેતાલીસમો

**卐 મંત્ર પાંચમો : જીવને રવી મંડળ પહોંચાડવાનો છે. 卐**

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

હે સ્વામી ! તમે આદ્ય નિરંજન નિરાકાર ॥ૐ કારથી સૌ વિસ્તાર ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શકિત સાર ॥ તમે નિરંજન અનંતરૂપે કિરતાર ॥ તમે શ્રીમત્સ્ય ॥ તમેશ્રીકૂર્મ ॥ તમે શ્રીવરાહ ॥ તમે શ્રીનૃસિંહ । તમે શ્રીવામન ॥ તમે શ્રીપરશુરામ ॥ તમે શ્રીરામ ॥ તમે શ્રીકૃષ્ણ ॥ તમે શ્રીબુધ્ધ ॥ તમે શ્રી નિષ્કલંકી નારાયણ દસમો અવતાર ॥ તમે જીવોના તારણહાર ॥ જાંબુદ્વિપે ભરતખંડે કુંવારીકા ક્ષેત્રને સ્થળે ॥ અથર્વવેદસુ કરો જીવોનો વ્યવહાર ॥ હવે અહિ થાશે એકાકાર ॥ તમે મહાદનમાંથી ॥ સતપંથી જીવોને લેજો ઉગારી ॥ કુંવારીકા ક્ષેત્રના વરદાતાર ॥ સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ ॥ સ્વામી ! એ.......... જીવોને તારો ॥ અમરાપુરીમાં વાસ આપો ॥ સદ્ગોર ઈમામશાહ મહારાજની આશીષે ॥ આદ્ય વિષ્ણુ નારાયણ-સૃષ્ટિના ધણી ॥ તમે ચિંતા કરો એ....... જીવ તણી ॥ દસ અવતારમાં તમે નિરંજન નિરાકારની આશીષે ॥ ઋષિવરો અને મુનીવરોની આશીષે ॥ આદ્ય શકિત

માતાની આશીષે ॥ એ.......... જીવને અમરાપુરીમાં વાસ આપો ॥ સદ્દગોર બ્રહ્માજી ! તમારો આડો, તમારો પાડો, તમારો વાડો ॥ એ............ જીવને ચારે ખાણીમાંહેથી કાઢો ॥ એ........... જીવને મૃત્યુલોકમાં આસનેથી ઉઠાડો ॥ રવિ મંડળને મુકામે પહોંચાડો ॥ ચતુરવેદની દીધી શાખ ॥ દોસ્તી તમારાં નામના પ્રકાશની ॥ દોસ્તી તમારા નીમ-કાંકણની ॥ દોસ્તી તમારાં કર્મ-ધર્મની ॥ દોસ્તી તમારા અંશની ॥ એ............ જીવને આસનેથી ઉઠાડો ॥ રવિ મંડળમાંહે પહોંચાડો ॥ દોસ્તી તમારા અરવાર પરવારની ॥ દોસ્તી તમારા મંત્ર-જાપની ॥ એ........... જીવની માયા-મમતા છોડાવો ॥ રવિ મંડળ માંહે પહોંચાડો ॥ દોસ્તી હરિઅંશ કુળ કાયમના અવતારની ॥ દોસ્તી હરિઅંશ બ્રહ્મા અવતારની ॥ એ.......... જીવની મમતા કાપો ॥ માયાનું કર્મ બંધન છોડાવો ॥ એ......... જીવની ચારે ખાણનાં બંધન નિવારો ॥ એ........... જીવ અનંતવાર અવતર્યો ॥ તે ફેરાનાં કર્મ બંધન છોડાવો ॥ સદ્દગોર બ્રહમાજી ॥ આદ્ય વિષ્ણુ નારાયણ તમે ॥ એ.......... જીવનો પિંડ પડયો ॥ તે જીવના કુળગોત્રમાંહે પહોંચાડો ॥ ઈકોતેર માઈના ॥ ઈકોતર બાપના ॥ સાત કુળ સાસરીના ॥ એ........ જીવ વાસના કરે છે ॥ જે જીવ આશના રાખે ॥ તે જીવનાં સુખ સોહેલાં કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ એ..........જીવને મૃત્યુ

લોકોના આસનેથી ઉઠાડો ॥ રવિ મંડળને મુકામે પહોંચાડો ॥ સૂર્ય મંડળ તે રવિ મુકામ ॥ ત્યાં ઋષિવર જીવોનાં ઠામ ॥ એ............. જીવને કુળ ગોત્ર માંહે પહોંચાડો ॥ પાંચ, સાત, નવ, બાર ॥ તેત્રીસ કરોડીના મેળા આપો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ સકળ સંઘને દર્શન આપો ॥ અથર્વવેદના વાયકે નિષ્કલંકી નારાયણ ભગવાન દસમો અવતાર ॥ જંબુદ્વિપના ધણી ॥ એજ તમે આદ્ય વિષ્ણુ ! જીવોના તારણહાર ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

व्यडवात्तो ज्योतिरभूदप त्वत्तमो अक्रमीत् ।
अप त्वन्मृत्युं निर्ऋतिमप यक्ष्मं नि दध्यासि ।२१।

अथर्व वेद कांड -८ सूक्त - १ मंत्र - २१

**ભાવાર્થ : "અંધારું તારી પાસેથી નાસી ગયું છે. અને તારો પ્રકાશ ચારે તરફ પ્રસર્યો છે. દુર્ગતિ અને મૃત્યુ દુર થઈ ગયાં છે. અને રોગ દુર નાસી ગયા છે. આ પ્રકારે તું નિરોગી અને દીર્ઘાયુ બની ગયો છે."-૨૧**

यूय मग्रे शंतमाभिस्तनूमिरीजानमभि लोकम स्वर्गम् ।
अरवा भूत्वा पृष्ठिवाहो वहाथ
यत्र देवैः सधमादं मदन्ति ।१०।

अथर्व वेद कांड - ८ सूक्त - ४ मंत्र - १०

**ભાવાર્થ : "યજ્ઞ કર્તાને અગ્નિ ઘોડાની માફક પોતાની પીઠ પર બેસાડીને સ્વર્ગમાં લઈ જાય છે. જ્યાં આગળ સ્વર્ગમાં દેવોની સાથે મળીને આનંદ ભોગવે છે, અતઃસ્વર્ગ પ્રાપ્તિ અર્થે યજ્ઞ કરવો પરમ આવશ્યક છે."-૧૦**

# મંત્ર ચુમાલીસમો

## 卐 મંત્ર છઠ્ઠોઃ જીવને સદ્દગતિનો છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્માં ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે પ્રગટ ॥ તમે સૃષ્ટિના ધણી ॥ સ્વામી ! તમે શ્રી મત્સ્ય ॥ તમે શ્રીકૂર્મ ॥ તમે શ્રીવરાહ ॥ તમે શ્રીનૃસિંહ ॥ તમેશ્રી વામન ॥ તમે શ્રીપરશુરામ ॥ તમે શ્રીરામ ॥ તમે શ્રીકૃષ્ણ ॥ તમે શ્રી બુધ્ધ ॥ શ્રી નિષ્કલંકી નારાયણ દસમો અવતાર ॥ તમે જીવોના તારણહાર ॥

જે જીવનું ઉઠાસણું કરે ॥ તે જીવનું ઉઠાસણું કબૂલ કરો ॥ તે જીવને રવિ મંડળ પહોંચાડો ॥ તે જીવને તેત્રીસ કરોડીના મેળામાં રાખો ॥ જે જીવ તમારો જાપ જપે તેને છોડાવો ॥ એ સર્વ રચના તમે રચી છે ॥ એ........... જીવની ચિંતા તમને છે ॥

જે ચાલ્યા જીવનું ઉઠાસણું કરે ॥ તે સ્વામી તમે કબુલ કરો ॥ મુખી સેવકો ગોરનર, ગત-ગંગા મળીને આશીષ કરે ॥ તમે કરો કબૂલ ॥ દોસ્તી દસમા અવતારની ॥ દોસ્તી કુલ ઋષિવર ગત-ગંગાની ॥ દોસ્તી મુખી સેવકોની ॥ દોસ્તી આજ કળીયુગના જાપની ॥ દોસ્તી યતિ, સતિ, સંતોષી જીવોની ॥ જે જીવ આશના વાસના રાખે તે જીવની વિનંતી સ્વીકાર કરો ॥ એ..........જીવનું ઉઠાસણું મુખી કરાવે ॥ તે તમે દયા-માયા લાવી સ્વીકારો ॥ એ......... જીવને અમરાપુરીમાં વાસ આપો ॥ એ..........જીવ સૂક્ષ્મ જીવ છે. ॥ તે સૂક્ષ્મ જીવની વિનંતી સ્વીકારો ॥ જે જીવનું ઉઠાસણું થાય તે જીવને લક્ષચોર્યાસીના ફેરાથી છોડાવો ॥ ત્યાર પછી મહાદન થાસે ॥ ત્યાં સ્વામી ! તમે નિજરૂપે બેસી એ.......... જીવના અપરાધ ક્ષમા કરશોજી ॥ પછી અમરાપુરમાં સ્થાન આપોજી. ॥ હે સ્વામી ! તમે પ્રગટ છો ॥ સ્વામી તમે જેમ સમુદ્રમાં ભકતો ઉગાર્યા ॥ જેમ સપ્ત ઋષિને તાર્યા ॥ કરણ કલફના ભકત ઉગાર્યાજી ॥ જેમ રાજા પ્રહલાદ ઉગાર્યા ॥

જેમ રાજા હરિશ્ચન્દ્ર ઉગાર્યા ॥ જેમ રાજા યુધિષ્ઠિર ઉગાર્યો ॥ પાંચ પાંડવ ઉગાર્યા ॥ જેમ કાગળની નાવમાં ભકતોને નીમ ધર્મ દીયા ॥ સ્વામી એવી રીતે વખડી વેળામાં એ.......જીવ ને ઉગારોજી ॥

પ્રાર્થના ગોર-ગત ગંગાની ॥ પ્રાર્થના મુખી સેવકોની ॥ પ્રાર્થના અનંત કરોડી દેવોની ॥ પ્રાર્થના નવાણુ કરોડી ઝાંખાની ॥ પ્રાર્થના છપ્પન કરોડી મેઘાની ॥ પ્રાર્થના બત્રીસ કરોડી કિન્નરની ॥ પ્રાર્થના પાંચ કરોડી પ્રહલાદની ॥ પ્રાર્થના સાત કરોડી હરિશ્ચન્દ્રની ॥ પ્રાર્થના નવ કરોડી યુધિષ્ઠિરની ॥ પ્રાર્થના બાર કરોડી કમળા કુંવરની ॥ પ્રાર્થના કુલ ઋષિવરોની ॥ મુનિવરોની ॥

હે સદ્ગોર બ્રહ્માજી ! જીવને વૈકુંઠ-વાસ આપોજી ॥ એ........ જીવને તેત્રીસ કરોડી દેવ સાથે લાડ લડાવોજી ॥ જાંબુદ્વિપના ધણી ॥ તમે સેવકનાં દુઃખ દૂર કરો ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

# ૐ

**अप्सु ते राजन् वरुण गृहो हिरण्यो मिथः ।**
**तंतो धृत्तव्रतो राजा सर्वा धामानि मुच्चतु ।१।**

धाम्नो धाम्नो राजन्नितो वरुण मुञ्च नः ।
यदापो अध्न्या इति वरुणेति यदूचिम ततो
वरुण मुच्च नः ॥१॥

उदुत्तमं वरुण पाशमस्मदवाधमं वि मध्यमं श्रथाय ।
अधा वयमादित्य व्रते तवानागसो अदितये स्याम् ॥३॥

प्रस्मत् पाशान् वरुण मुच्च सर्वान् च उत्तमा
अधमावारुणा ये
दुष्वप्न्यं दुरितंनि ष्वास्मदथ गच्छेम सुकृतस्य लोकम् ॥३॥

अथर्व वेद कांड - ७ सूक्त - ८३-८८ मंत्र - १ थी ४

ભાવાર્થ : "હે સર્વના રાજાધિરાજ પ્રભુ ! તારું ધામ સુવર્ણ જેવા ચળકતા આકાશમાં છે. આ જગતના સત્ય નિયમોનું પાલન કરવાવાળો તું ફકત એક જ રાજા છે. ફકત તું જ અમને આ બધા બંધનોથી છોડાવજે."-૧

"(હે ઈશ્વર) અમને બધાને દરેક બંધનોથી મુકત કર. મુકિતની ઈચ્છાથી અમે તમારા ગુણ ગાન ગાઈએ છીએ."-૨

"હે શ્રેષ્ઠ દેવ ! અમારાં ઉત્તમ, મધ્યમ, અને અધમ બંધનો ખોલી નાખો. તારા વ્રતમાં રહેલા અમે બધા નિષ્પાપ થઈને, બંધન મુકત થવા માટે યોગ્ય થઈએ."-૩

"અમારાં બધાં બંધનો ખોલી નાખો. અમારાથી પાપને દૂર કરો, જેનાથી અમે પુણ્યલોકને પ્રાપ્ત થઈએ."-૪

शुम्भनी धावापृथिवी अन्तिसुमग्ने महिव्रते ।
आपः सप्त सुस्त्रुवुर्देवीस्ता नो मुच्वन्त्वंहसः ॥१॥

ॐ

मुच्चान्तु मा शपथ्यारुदथो वरुण्याडदतु ।
अथो यमस्य पड्वीशाद विश्वस्माद देवकिल्बिषात् ॥२॥

अथर्व वेद कांड - ७ सूक्त - ११२ मंत्र - १, २

ભાવાર્થ : "આ દ્યુલોક અને પૃથ્વીલોક મોટા સુખદાયક છે, અહીં વહેનારી સાત નદીઓ અમને બધા પાપમાંથી અને બધા પ્રકારના કાયિક વાચિક દોષોથી બચાવે. આધ્યાત્મિક પક્ષમાં સાત પ્રવાહ, પંચ જ્ઞાનેન્દ્રિય અને મન તેમજ બુધ્ધિ આ છે.

આત્માથી આ સાત નદીઓ આ પ્રકારે વહે છે.

(૧) શબ્દ (૨) સ્પર્શ (૩) રૂપ (૪) રસ (૫) ગંધ (૬) વ્યકિતભાવ (૭) વિચાર.

આ સાત પ્રવાહે અમને સર્વ પાપોથી બચાવે અને પાપ મુકત કરે. નિઃસંદેહ એ સાત નદીઓ પાપથી બચાવવાવાળી છે."

# મંત્ર પીસ્તાલીસમો

卐 મંત્ર સાતમોઃ જીવને બાવન ઘાંટીમાંથી પાર ઉતારવાનો છે 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી ! તમે દયા કરો ।। એ........ જીવને તમારા ચરણ-પ્રતાપે કરીને મોક્ષ માર્ગે કરો ।। અથર્વવેદને વાયકે કરી એ.... જીવને

ૐ

રવિ મંડળમાં પહોંચાડો ॥ સદ્‌ગોર ઈમામશા ॥ આદ્ય વિષ્ણુ નારાયણ ॥ તમે સચરાચરના સ્વામી ઉચ્ચ સ્થાનના ભોકતા ॥ તમે જીવોના વર દાતાર ॥ તમે તમારી વાચા પાળો ॥ જ્યારે ત્રણ ટોળ હતા ત્યારે તમે એ વાચા દીધી ॥ આજ તે વાચા પાળો ॥ અમારે કર્મે ॥ તમારે ધર્મે ॥ તમારે સત્યે, તમારે દત્તે ॥ તમારી દયાએ ॥ તમારી માયાએ ॥ તમારી ક્ષમાએ સંતોષ કરી ॥ તમારી દયા-દ્રષ્ટિથી ॥ એ........જીવને બાવન ઘાંટીમાંથી છોડાવો ॥ જેમ નવાણું કરોડી ઝાંખા પહોંચ્યા ॥ છપ્પન કરોડી મેઘા પહોંચ્યા ॥ બત્રીસ કરોડી કિન્નર પહોંચ્યા ॥ તેમ તેત્રીસ કરોડી દેવ ! એ............ જીવના મેળા પૂરા કરો ॥ જાંબુદ્વિપના ભરણ જાગતાં કરો ॥ આજ અથર્વવેદને વાયકે ॥ સતપંથને પ્રતાપે કરી ॥ બ્રહ્મા, વિષ્ણુની કળાએ કરી ॥ હરિઅંશ કુળ કાયમના અવતારે ! તમારે સત્યે, તમારે દત્તે કરીને ॥ શિવ શકિતના ચરણ પ્રતાપે કરીને ॥ એ.........જીવને બાવન ઘાંટી પાર પહોંચાડો ॥ રવિ મંડળમાં વાસ આપો ॥ ચાર ખાણના ફેરા ટાળો ॥ નિરંજન નિષ્કલંકી નારાયણ ॥ દસમો અવતાર ॥ સદ્‌ગોરપાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ ॥ આદ્ય વિષ્ણુ નારાયણ ॥ તમે જીવોના તારણહાર ॥ એ........જીવને કુળ ગોત્રમાંહે ઈકોતેર માઈના ॥ ઈકોતેર બાપના ॥ સાત કુળ સાસરીના ॥ જે જીવ વાસના કરે ॥ જે જીવ આશના રાખે ॥ ક્રિયાવ્રત કરાવે ॥ તે જીવને તમારા ચરણામૃતને પ્રતાપે કરીને ॥ બાવન ઘાંટી પાર

પહોંચાડો ।। વળી જે જીવને નામે ખરચે-વાપરે તથા કરિયાવર કરે ।। રોકડું મૂકે જીવને ઉઠાસણે આશીષ ભણે ।। તમારા ચરણામૃત ને પ્રતાપે કરીને ।। એ.........જીવનું ઉઠાસણું કબૂલ કરો ।।

એ જીવના બાવન ઘાંટીના હિસાબ ચૂકાવો ।। એ.........જીવનો પિંડ પડયો તે જીવને પાંચ, સાત, નવ, બાર તેત્રીસ કરોડીના મેળા આપો ।। લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ।। સકળ સંઘને દર્શન આપો ।। અમરાપુરમાં વાસ આપો ।। સતિયાંની સોબતમાં રાખો ।। ઋષિવરનાં રાજ આપો.।।

સદ્ગોર બ્રહ્મા પાત્ર ઈન્દ્ર ઈમામશાહ ।। તમે ઋષિવર જીવોને અમરાપુરમાં વાસ આપો ।। તમારે સત્યે, તમારે દત્તે કરીને ।। એ...... જીવને રવિ મંડળમાં વાસ આપો ।। બાવન ઘાંટીના હિસાબ ટાળો ।। સ્વામીજી ! કર્મ ધર્મના ધણી તમે છો ।। જાંબુદ્વિપના ધણી ।।

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

**।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।**



ॐ

अथर्वाणो अबध्नताथर्वणा अबध्नत ।
तैर्मेदिनो अङ्गिरसो दस्यूनां बिभिदुः पुरस्तेन
त्वं द्विषतो जहि ॥२०॥

अथर्व वेद कांड - १० सूक्त - ६ मंत्र - २०

**ભાવાર્થ :** "અથર્વાએ તે (મણિ) ને બાંધ્યો છે. તેને અથર્વવિદને મંત્ર સમૂહો દ્વારા બાંધ્યો છે. તેનાથી બળવાન થયેલા અંગિરસ શત્રુઓના શહેરાને તોડતા રહ્યા. તેથી તું પણ આપના શત્રુઓને પરાજિત કર."-૨૦

# મંત્ર છેતાલીસમો

## 卐 મંત્ર આઠમો : જીવને બાવન ઘાંટીમાંથી પાર ઉતારવાનો છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્રઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ભૈરવની ચોકી ॥ ભૂતની ચોકી ॥ પ્રેતની ચોકી ॥ યમદૂતનો વળાવો ॥ દેવદૂતનો વળાવો ॥ એવા સપ્ત ઋષિના માર્ગદર્શને આંટીઘાંટી સોહેલી કરો ॥ તન ઘાંટીના વિઘ્ન હરો ॥ કંઠ ઘાંટી ॥ મોહ ઘાંટી ॥ સતાસણ ઘાંટી ॥ યમ ઘાંટી ॥ એ ચાર ઘાંટીના બંધ

ખુલા કરો ॥ સ્થુળ ઘાંટી વિઘ્ન હરો ॥ મોહ ઘાંટી સૂક્ષ્મ ઘાંટીની ચોકીથી છોડાવો ॥ ચાર ઘાંટીએ સાથ તમારા રાખો ॥ બાવન ઘાંટીનો હિસાબ નિવારો ॥ રવિ મંડળમાં વાસ આપો ॥ બાવન ઘાંટી પાર ઉતારો ॥ સાત ઘાંટી તે બાવન ઘાંટીમાંથી દેવદૂતના માર્ગદર્શને એ........ જીવને પાર ઉતારો ॥ એ. જીવનું નવ મહોરૂ કાંકણ બાંધ્યું છે. સદ્‌ગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ ॥ નિષ્કલંકી નારાયણ ! સકળ સૃષ્ટિના જીવ તમારા છે ॥ સ્વામી ગજ-સિક્કો તમારો ॥ કળિયુગને વર્તમાને અથર્વવેદને વાચકે ॥ સતપંથના આધારે ॥ તમારો આડો ॥ તમારો પાડો ॥ તમારો વાડો ॥ તમારો ગજ સિક્કાએ કરી ॥ એ......... જીવ બાવન ઘાંટીમાંથી છુટે ત્યારે અનંત કરોડીના મેળા માંહે રાખો ॥ મુખી કમળા કુંવરના મંડળ માંહે રાખો ॥ મુખી ભોજતાતના મંડળમાં રાખો ॥ સ્વામી ! તમો જાંબુદ્વિપના ધણી ॥ સમર્યા ને સહાય કરો ॥ કરગર્યા કાને ધરો ॥ આવાગમન અમારા દૂર કરો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

# ૐ

બાવન ઘાંટીના નામ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

જે સદા કૃપાળુ છે.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ,
આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | હુતાસન ઘાંટીથી | (એ........) | જીવને | છોડાવો |
| ૨ | કમળા ” | ( ” ) | ” | ” |
| ૩ | તમક્ષારો દાહ ” | ( ” ) | ” | ” |
| ૪ | ભયાનક ” | ( ” ) | ” | ” |
| ૫ | દુષિકા ” | ( ” ) | ” | ” |
| ૬ | શુક્ર ” | ( ” ) | ” | ” |
| ૭ | રક્ત ” | ( ” ) | ” | ” |
| ૮ | ગાત્રમલ ” | ( ” ) | ” | ” |
| ૯ | લોક ” | ( ” ) | ” | ” |
| ૧૦ | કંટક ” | ( ” ) | ” | ” |
| ૧૧ | કૃમિ ” | ( ” ) | ” | ” |
| ૧૨ | પ્રતમ તૈલ ઘાંટીથી ” | ( ” ) | ” | ” |
| ૧૩ | નખ્ર ” | ( ” ) | ” | ” |
| ૧૪ | પ્રતમ તામ્ર ” | ( ” ) | ” | ” |
| ૧૫ | તમ સુરા ” | ( ” ) | ” | ” |
| ૧૬ | સર્પ ” | ( ” ) | ” | ” |
| ૧૭ | વજ્ર દંત ” | ( ” ) | ” | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮ | વૃશ્ચિક | (એ........) | | જીવને | છોડાવો |
| ૧૯ | વજ્ર | ” | ( ” ) | ” | ” |
| ૨૦ | તમ પાષાણ | ” | ( ” ) | ” | ” |
| ૨૧ | દેહ ચાર્ણ | ” | ( ” ) | ” | ” |
| ૨૨ | વક્ર | ” | ( ” ) | ” | ” |
| ૨૩ | દગ્ધ | ” | ( ” ) | ” | ” |
| ૨૪ | તમ સૂચિ | ” | ( ” ) | ” | ” |
| ૨૫ | ક્ષુર ધાર | ” | ( ” ) | ” | ” |
| ૨૬ | કુંભી | ” | ( ” ) | ” | ” |
| ૨૭ | કાલ સૂત્ર | ” | ( ” ) | ” | ” |
| ૨૮ | મત્સ્યો | ” | ( ” ) | ” | ” |
| ૨૯ | કૃમિ કંટક | ” | ( ” ) | ” | ” |
| ૩૦ | અંધ કુંપ | ” | ( ” ) | ” | ” |
| ૩૧ | વેદન | ” | ( ” ) | ” | ” |
| ૩૨ | તાડન | ” | ( ” ) | ” | ” |
| ૩૩ | શોષાણ ઘાંટીથી | ” | ( ” ) | ” | ” |
| ૩૪ | જ્વાલા મુખી | ” | ( ” ) | ” | ” |
| ૩૫ | ધુમ્રાંધ | ” | ( ” ) | ” | ” |
| ૩૬ | નાગવેષ્ટન | ” | ( ” ) | ” | ” |
| ૩૭ | સુચિ મુખ | ” | ( ” ) | ” | ” |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૮ | ગોકામુખ | (એ........) | જીવને | છોડાવો |
| ૩૯ | નક મુખ | " ( " ) | " | " |
| ૪૦ | વાસ્તુ ભોજ | " ( " ) | " | " |
| ૪૧ | પાશ વેષ્ટન | " ( " ) | " | " |
| ૪૨ | શુળ પ્રોત | " ( " ) | " | " |
| ૪૩ | પ્રકંપન | " ( " ) | " | " |
| ૪૪ | વિટ્ | " ( " ) | " | " |
| ૪૫ | વસા | " ( " ) | " | " |
| ૪૬ | શુક્ર | " ( " ) | " | " |
| ૪૭ | જાલ રંધ | " ( " ) | " | " |
| ૪૮ | દેહ ચુર્ણ | " ( " ) | " | " |
| ૪૯ | દલન | " ( " ) | " | " |
| ૫૦ | શોષણ | " ( " ) | " | " |
| ૫૧ | કષ | " ( " ) | " | " |
| ૫૨ | તિક્ષણ પાષાણ | " ( " ) | " | " |

**સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ**

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

તા.ક. (..................) આ કૌંસમાં જીવનું નામ બોલવું.

ॐ

क्रमध्वमग्निना नाकमुरव्यान्हस्तेषु बिभ्रतः ।
दिवस्पृष्ट स्वडर्गत्वा मिश्रा देवेभिराध्वम् ॥२॥

अथर्व वेद कांड - ४ सूक्त - १४ मंत्र - २

**ભાવાર્થ :** અન્નનું દાન કરતાં કરતાં તમે અગ્નિની સહાયતા સ્વર્ગના માર્ગનું આક્રમણ કરો, અને ત્યાંથી પણ અધિક ઉચ્ચ ભૂમિકા પર જઈને આત્મિક જ્યોતિના સ્થાનને પ્રાપ્ત કરીને ત્યાં દેવોની સાથે બેસો.''-૨

एतत ते देवः सविता वासो ददातस् भर्तवे ।
तत्वं यमस्य राज्यो वसानस्तार्प्यड चर ॥३१॥

अथर्व वेद कांड - १७ सूक्त - ४ मंत्र - ३१

**ભાવાર્થ :** ''મૃત પુરૂષને જો કે તે યમલોકમાં પહોંચી ગયેલ છે તેને વસ્ત્ર અર્પણ કરવું જોઈએ.''-૩૧

# મંત્ર સુડતાલીસમો

**卐 મંત્ર નવમો : જીવને આસન વસ્ત્ર સમર્પણ કરવાનો છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે આદ્ય નિરંજન ॥ વિષ્ણુ નારાયણ ॥ નિષ્કલંકી રૂપ ॥ બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર ભૂપ ॥ સ્વામી તમે શ્રી મત્સ્ય ॥ સ્વામી તમે શ્રીકૂર્મ ॥ સ્વામી તમે શ્રીવરાહ ॥ સ્વામી તમે શ્રીનૃસિંહ ॥ સ્વામી તમે શ્રીરામ ॥ સ્વામી તમે શ્રીકૃષ્ણ ॥ સ્વામી તમે શ્રી બુધ્ધ ॥ સ્વામી તમે શ્રીનિષ્કલંકી નારાયણ દસમો અવતાર ॥ સદ્ગોર બ્રહ્માજી ॥ તમે જીવોના છો તારણહાર ॥ સ્વામી તમારા ભાવે-સુભાવે ॥ સૂત્ર-વસ્ત્રની આશીષ કરાવે તે કબુલ કરશોજી ॥ એ.........જીવે બીજાના અન્ન-પાણી, સુત્ર, વસ્ત્ર લીધાં હોય તે માફ કરોજી ॥ સ્વામીજી એ.........જીવને કામ-ક્રોધ હોય તે માફ કરોજી ॥ તમારા ગુણનો પાર નહી ॥ અમારા અવગુણનો છેહ નહી ॥ સ્વામી તમે જે કારજ નીપાયા ॥ તેમ અમારા કારજ નિપાવોજી ॥ સ્વામી તમારી શુભ આજ્ઞાએ ॥ ઘટપાટ સમક્ષ ॥ સુત્ર-વસ્ત્રની આશીષ કરાવે તે તમે કબુલ કરોજી ॥

મુંખી-સેવકોની આશીષે કબુલ કરોજી ॥ એ.........જીવનાં પાંચે વંસ્ત્ર કબુલ કરોજી ॥ એ.........જીવના આવાગમન દુર કરોજી ॥ એ.......... જીવના લક્ષ ચોર્યાસીના ફેરા ટાળોજી ॥ તમે સ્વામી દીનયાળુ છો ॥ એ......... સેવક યુગે યુગના અપરાધી છે ॥ સ્વામી તમે અપરાધ ક્ષમા કરનાર છો ॥ સ્વામી તમે દયાની

દ્રષ્ટિ કરોજી ॥ અંધારે ઘરે અજવાળાં કરોજી ॥ તમે જાંબુદ્વિપના ધણી ॥ ચિંતા કરો એ.......... જીવ તણી ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

परि विश्वा भुवनान्यायमृतस्य तन्तु विततं दृशे कम् ।

यत्र देवा अमृतमानशानाः समाने योनावध्यैरयन्त ॥५॥

अथर्व वेद कांड - २ सूक्त - १ मंत्र - ५

**ભાવાર્થ : ''જે એક પરમાત્મામાં અગ્નિ, વાયુ, સૂર્યાદિ દેવ સમાન રીતથી આશ્રય કરી રહેલા અને જેની અમૃતમયી શકિત ઉપરોકત દેવોમાં સંપૂર્ણ પણે કાર્ય કરી રહી છે, તેજ એક સર્વત્ર પ્રસરેલું સત્ય છે. તેનો સાક્ષાત્કાર કરવા માટે મેં બધી વસ્તુઓનું નિરિક્ષણ કર્યું છે. અને નિરિક્ષણને અંતે મને અનુંભવ થયો છે કે તે એક જ સૂત્ર સર્વમાં ફેલાયેલું છે.''-૫**

# મંત્ર અડતાલીસમો

**卐 મંત્ર દસમો : જીવને આસન વસ્ત્ર સમર્પણ કરવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ॐ

ॐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ॐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી ! તમે એ...... જીવ પર દયા કરો ॥ ક્ષમા કરો ॥ કર્મ કરો ॥ વિકર્મ પરહરો ॥ તમારે કર્મે ॥ તમારે ધર્મે ॥ સકળ સંઘના સત્યે ॥ દત્તે કરીને ॥ તમારી આશના-વાસનાઓએ કરીને ॥ તમારા વેદવારાના અંશ પરિવારે કરીને ॥ એ........... જીવનું ઉઠાસણું કબૂલ કરો ॥ સ્વામી દસમા અવતારે ॥ તમે કબૂલ કરો ॥ શકિત માતાની આશીષે ॥ તમે કબૂલ કરો ॥ તમે અવતાર પાત્ર-સૃષ્ટિના ધણી છો ॥ તમારા નામ-નૂરની દોસ્તી ॥ તમારા ચરણામૃતની દોસ્તી ॥ એ........... જીવના અપરાધ ક્ષમા કરો ॥ એ......... જીવની આડી-વાડી હરિ ભરી કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ તન ઘાંટીના વિઘ્ન હરો ॥ બાવન ઘાંટીથી પા ઉતારો ॥ અમરપદની વાટે એ........... જીવને વાળો ॥ મૃત્યુલોકના આસનેથી ઉઠાડી રવિ મંડળને મુકામે પહોંચાડો ॥ એ.......... જીવની આશ પૂરો ॥ યુગે યુગના હરિઅંશ કુળ કાયમના પરિવારની દોસ્તી ॥ એ........ જીવને પાર ઉતારો ॥ તમે જીવોના તારણહાર ॥ સ્વામી ! તમે નારાયણ ॥ તમે નિરંજન ॥ તમે અલખ ॥ તમે અવિનાશી ॥ તમે આદ્ય વિષ્ણુ તે નિષ્કલંકી નારાયણ ॥ તમે સેવકની પૂજા-પાત્રી કબૂલ કરો ॥ સ્વામી તમે ઉપન્યા ઉચસ્થાન ॥ સપ્તદ્વિપે, ભરતખંડે, કુંવારીકા ક્ષેત્રે કીધાં મુકામ ॥ જેણે ગુર્જર દેશે કીધાં ઠામ ॥ જે આવી વસ્યા ગીરમથા ગામ તમે વસાવ્યું પ્રેરણાપીઠ ધામ

॥ જેનું પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ નામ ॥ જે કરશે અનંત કરોડી જીવોનાં કામ ॥ એવા સદ્‌ગુરૂ સ્વામી ! તમે એ........ જીવનાં વિઘ્ન હરો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

येषां प्रयाजा उत वानुयाजा हुतभागा अहुतादश्च देवाः ।
येषां वः पच्च प्रदिशो विभक्तास्तान्वो
अस्मै सत्रसदः कृणोमि ॥४॥

अथर्व वेद कांड - १ सूक्त - ३० मंत्र - ४

ભાવાર્થ : **"વિશેષ યજ કરનારા, અનુકુળ યજન કરનારા, હવનનો ભાગ લેનારા તેમજ હવન કરેલું ન ખાનારા જે દેવો છે અને જેઓએ પાંચ દિશાઓ જુદી પાડી છે, તે બધા દેવો તમે મનુષ્યનું જીવન વધારનાર સભાના સભાસદો બનો અને મનુષ્યનું જીવન દીર્ઘ બનાવવામાં મદદ કરો."-૪**

# મંત્ર ઓગણપચાસમો

**卐 જીવને ઉત્તરક્રિયાના આસન વસ્ત્રને છાંટ નાખવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

હે આદ્ય નિરંજન નિરાકાર ॥ તમે આદ્ય નારાયણ સ્વરૂપ ॥ તમે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર સ્વરૂપે ॥ તમે આદ્ય શકિત માતા સ્વરૂપે ॥ તમે આદ્દ, વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી નારાયણ સ્વરૂપે ॥ સ્વામી તમે છો અવિનાશી ॥ તમે કરો વિધ્નનો નાશ ॥ તાંબેકા કોટ ॥ લોહેકા કમાડ ॥ નવસો નવાણુ નદીઓ સાહેબને દ્વાર ॥ કુલ અપરાધ અમારા ક્ષમા કરો ॥ ધર્મ દ્રોહ-દષ્ટતા નાશ કરો ॥ વાટ-ઘાટ સોહેલી કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥

દમે દમે, પગલે પગલે, નારાયણ તમે ॥ આસન વસ્ત્ર વાસણ કબૂલ કરો ॥ જાંબુદ્વિપના ધણી ॥ દોસ્તી તમારી ને આશીષ તમારી ॥ આસન, વસ્ત્ર, વાસણ રૂપી તવંગરદાન તમે કબૂલ કરો ॥ હે સ્વામી ! તમે સૃષ્ટિના સર્જનહાર ॥ તમને પ્રાર્થના હજારો વાર ॥ પ્રાર્થના સકળ સંઘની ॥ પ્રાર્થના ગોર ગત-ગંગાની ॥ જેણે વારાના દેવ સેવ્યા તેનો અમરાપુરમાં વાસ ॥ મુખે મીઠા ગ્રાસ ॥ સ્વામીજીનાં દર્શન પાસ ॥ એ......... જીવના અપરાધ ક્ષમા કરો ॥ એ........... જીવનાં આસન-વાસણ-વસ્ત્ર પવિત્ર કરો ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

ॐ

ब्रह्मणा शुध्धा उत पूता धृतेन
सोमस्यांशवस्तण्डुला यज्ञिया इमे ।
आपाः प्रविशत प्रति गृहणातु
वश्चरुरिमं पकत्वा सुकृतामेत लोकम् ॥१८॥
उरुः प्रथस्व महता महिमा सहस्त्रपृष्टः सुकृतस्य लोके ।
पितामहाः पतिरः प्रजोपजाहं पत्का पश्चदशस्ते अस्मि ॥१९॥

अथर्व वेद कांड - ११ सूक्त - १ मंत्र - १८, १९

**ભાવાર્થ :** ''જ્ઞાનથી પવિત્ર થયેલા આ ચોખા ઉત્તમ છે. તેની સાથે પવિત્ર જળ મળે, બધું ભેગું કરી રાંધવામાં આવે અને બધા લોકો તેનાથી આનંદ પ્રાપ્ત કરે.''-૧૮

''મોટા મહત્વનું સ્થાન પ્રાપ્ત કરી પુણ્યલોકમાં બિરાજ. પિતામહ, પિતા, પૌત્ર, પ્રપૌત્ર, વગેરે ક્રમથી વંશનો વિસ્તાર અખંડ થતો રહે. દરેકને પોતાના પંદર પૂર્વજોનું જ્ઞાન હોવું જોઈએ. અને તેણે કહેવું જોઈએ કે હું અમુકથી પંદરમો છું''-૧૯

# મંત્ર પચાસમો

## 卐 જીવને ઉત્તરક્રિયામાં દેવ-થાળ ધરાવવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ

નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામીજી તમે સર્જનહાર ।। બ્રહ્મા, વિષ્ણુ કુલ અવતાર ।। નૂર સદ્‌ગોર કાયમ રૂપ ।। આદ્ નિરંજન એકને જુજવાં રૂપ ।। તમારું નૂર ।। તમારું શૂર ।। તમો સૃષ્ટિમાં ભરપૂર ।। ગત-ગંગામાં અપરાધ દૂર કરો ।। તમારાં નામ ।। તમારા ઠામ ।। તમારી આજ્ઞાએ ।। થાળ મહેમાની કબૂલ કરો ।। પાન ।। ફળ ।। ફુલ ।। શાક ।। પાક ।। અન્ન ।। પાણી ।। વસ્ત્ર ।। વાસણ ।। દમડો ।। દોકડો ।। કોડી ।। બદામ, રૂપા, નાણું ।। કબૂલ કરો ।। મુખી સેવકોની ગત ગંગાની ।। સકળ સંઘની આશીષ સ્વીકારો ।। તમે દાતા ।। તમે ભોકતા ।। તમારી કળા ધરો ।। તમારા નામ-નૂરની દયા કરો ।। ગત-ગંગા, સકળ સંઘ પર સ્નેહની દ્રષ્ટિ કરો ।। તમારું આસન અવિચળ કરો ।। વારાનું આયુધ ધરો ।। એ.......... જીવને ખુશ ખુશાલ કરો ।। વેદ વર્તમાનનું ફળ આપો ।। સિંહાસન તમારું ।। તમે સ્થાપો ।। ઋષિવર સેવકોનાં પાપ કાપો ।। કામ ધંધા કમાઈમાં લાભ આપો ।। મુખી સેવકોની પ્રાર્થનાએ ।। સકળ સંઘમાંથી દ્વિત કાઢો ।। જીવ જામાને જગાડો, ચલાવી ધર્મને વસાવો વાડો ।। ઋષિવરની સેવા સ્વીકારો ।। કર્યા તમે ।। કરશો તમે ।। વર્યા તમે ।। વરશો તમે ।। આદ્ય-અંત નિષ્કલંકી નારાયણ કાયમ અવતાર ।। જાંબુદ્વિપમાં ગોરનર રૂપે ।। ઋષિવર સેવકો પર દયા કરો ।। કુલ વિઘ્ન પરહરો ।। વિનંતી અમારી ।। દયા દ્રષ્ટિ તમારી ।। વેગે વહેલા આવો ।।

કૃપા કરી વાડી વસાવો ॥ સત સાહેબનાં નૂર કાંડી ॥ જપાવો અજંપા જાપ ॥ તમે ઉતારો સેવકનાં પાપ ॥ મુનિવર ઋષિવર, ઋષિવર સેવક, નરનારી ॥ બાળ-ગોપાળની ચાલ્યા જીવની થાળ પ્રસાદ સ્વીકાર કરો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

य इमा देवो मेखलामाबबन्ध यः
सोननाह य उ नो युयोज ।
यस्य देवस्य प्राशिषा चरामः
स पारमिच्छात्स स उ नो वि मूच्यात् ॥४॥

अथर्व वेद कांड - ६ सूक्त - १३३ मंत्र - १

ભાવાર્થ : "ગુરૂ શિષ્યને હાથમાં હસ્ત મેખલા (કાંકણ) બાંધે છે. અને તેને સત્કર્મ કરવાને માટે તૈયાર કરે છે. એવા ગુરુના આશીર્વાદ સાથે જ શિષ્ય વ્યવહાર કરે છે તે સંપૂર્ણ દુઃખોથી પર થાય છે. અને અંતે મુકિત પ્રાપ્ત કરે છે."-૧

या आपो दिव्याः पयसा
मदन्त्यन्तरिक्ष उत वा पृथिव्याम् ।
तासा त्वां सर्वासामपामभि षिज्जामि वर्चसा ॥४॥

अथर्व वेद कांड - ४ सूक्त - ८ मंत्र - ५

**ભાવાર્થ :** "જે પૃથ્વી અને અંતરિક્ષમાં સત્વરસથી તૃપ્ત કરનારું જે દિવ્ય જળ છે તે જળના તેજથી તારો અભિષેક કરું છું."-૫

**उत देवा अवहित देवा उन्नयथा पुनः**
**उतागश्चक्रुषं देवा दैवा जीवयथा पुनः ॥१॥**

अथर्व वेद कांड - ४ सूक्त - १३ मंत्र - १

**ભાવાર્થ :** "દેવતાઓ પતિત થયેલા ફરીથી ઉંચે ઉઠાવે છે. અને જે પાપ કરે છે તેમને પણ ફરીથી સુધારે છે. (સુમાર્ગે ચડાવે છે.)"-૧

**उत्कामातः पुरुष भाव पत्था मृत्योःषडवीशमवमुश्चमानः ।**
**मा चिछत्था अस्माल्कोकादग्नेः सूर्यस्य संद्दशः ॥१॥**

अथर्व वेद कांड - १ सूक्त - ३० मंत्र - ४

**ભાવાર્થ :** "હે મનુષ્ય, તું ઉપર ચડ, નીચે ન પડ, મૃત્યુના પાશમાંથી જાત ને છોડાવ. દીર્ઘ જીવન પ્રાપ્ત કર. અને મનુષ્ય લોકથી તેમજ સૂરજના પ્રકાશથી પોતે પોતાને (જાતને) દૂર કરતો નહિ."-૪

# મંત્ર એકાવનમો

**卐 નવજાત શીશુ તથા નવા ધર્મ - દીક્ષાર્થીને ગુરૂ દિક્ષા આપવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી ! તમે આદ્ય નિરંજન ધંધુકાર ॥ જીવ પિંડના સર્જનહાર ॥ શ્રી બ્રહ્મા વાચા ॥ શ્રી વિષ્ણુ વાચા ॥ શ્રી મહેશ્વર

વાચા ॥ શ્રી શિવ-શકિત વાચા ॥ શ્રીમત્સ્ય વાચા ॥ શ્રીકૂર્મ વાચા ॥ શ્રીવરાહ વાચા ॥ શ્રીનૃસિંહ વાચા ॥ શ્રીવામન વાચા ॥ શ્રી પરશુરામ વાચા ॥ શ્રીરામ વાચા ॥ શ્રીકૃષ્ણ વાચા ॥ શ્રીબુધ્ધ વાચા ॥ શ્રીનિષ્કલંકી નારાયણ વાચા ॥ શ્રી સદ્ગોર વાચા ॥ જાંબુદ્વિપે ભરતખંડે, કુંવારીકા ક્ષેત્ર માંહે ॥ આદ્ય વિષ્ણુનો થશે દશમો અવતાર ॥ તે શ્રીનિષ્કલંકી નારાયણ ॥ સત્ગોર પાત્ર બ્રહ્માની આજ્ઞાએ અથર્વવેદની કાંડી ભણીને એ......... નાં કાંકણ બાંધીએ તો તેની કાયા તેજસ્વી થાય ॥ તે અમરાપુરમાં જાય ॥ તે જીવ ફેરાથી છૂટે ॥ અમર આસને બેસે ॥ મન મણકા અમારા ॥ ગજ સિકકા તમારા ॥ જીવને કમળા કુંવરની સોબતમાં રાખો ॥ તેત્રીસ કરોડીના મેળા આપો ॥ ચંદ્ર, સૂર્ય, પવન, પાણી જમીન, આસમાન ॥ અષ્ટકુળ પર્વત ॥ નવ કુળ નાગ ॥ બાર કુળ મેઘ ॥ ચાર ખાણ ॥ ચાર વાણ ॥ ચાર વેદ ગ્રંથ ॥ તેત્રીસ કરોડી દેવતાએ પૂરી શાખ ॥ ત્રિલોકની દીધી વાચા ॥ સ્વામી ! તમારે નીમ કાંકણે ॥ તમારે કર્મે, તમારે ધર્મે ॥ એ.......... જીવને સતપંથના માર્ગમાં રાખો ॥ ગોર-નરનાં દર્શન આપો ॥ એ........... જીવના અપરાધ ક્ષમા કરો ॥ અમરાપુરમાં વાસ આપો ॥ એ.......... જીવની ચિંતા તમને છે સ્વામી ॥ એ.........જીવને પાવન કરો ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**



इन्द्रस्य कुक्षिरसि सामधान आत्मा देवानामुत मानुषणाम् ।
इह प्रजा जनय यास्त आसुया अन्यत्रेय तास्तरेमन्ताम् ॥१॥

अथर्व वेद कांड - ७ सूक्त - १११ मंत्र - १

**ભાવાર્થ :** ''મનુષ્ય ઈન્દ્ર અર્થાત્ ઈન્દ્રિઓને શકિત આપવાવાળા આત્માનું ભોગ સંગ્રહનું પેટ છે. એ પેટમાં સોમાદિ વનસ્પતિઓનો સંગ્રહ કરવામાં આવે. અર્થાત્ શાકાહાર કરવામાં આવે. માંસાહાર સર્વથા નિષિદ્ધ છે. એવો પરિશુદ્ધ મનુષ્ય આ જગતમાં ઉત્તમ સંતાન ઉત્પન્ન કરે. પ્રજા પોતાના દેશમાં રહે યા પરદેશમાં રહે. જ્યાં રહે ત્યાં આનંદથી રહે. સુખ અને ઐશ્વર્ય ભોગવે સુખપૂર્વક રહે.''-૧

शुम्भनी धावा पृथिवी अन्तिसुम्ने महिव्रते ।
आपः सप्त सुस्त्रुवुर्देवीस्ता नो मुञ्चन्त्वंहसः ॥१॥
मुञ्चान्तु मा शपथ्या रुदथो वरूण्याडदुत ।
अथा यमस्य षड्वीशाद विश्वस्माद देवकिल्बिषात् ॥२॥

अथर्व वेद कांड - ७ सूक्त - ११२ मंत्र - १२

**ભાવાર્થ :** આ દ્યુલોક અને પૃથ્વીલોક મોટાં સુખકારક છે. અહીં વહેનારી સાત નદીઓ અમને બધા પાપમાંથી અને બધા પ્રકાના કાયિક વાચિક, દોષોથી બચાવે. આધ્યાત્મિક પક્ષમાં સાત પ્રવાહ : પાંચ જ્ઞાનેન્દ્રિય અને મન તથા બુદ્ધિ આ છે. આત્મામાંથી સાત નદીઓ આ પ્રકારે વહે છે.

(૧) શબ્દ (૨) સ્પર્શ (૩) રૂપ (૪) રસ (૫) ગંધ (૬) વ્યકિતભાવ (૭) વિચાર
આ સાત પ્રવાહો અમને પાણીથી બચાવે અને પાપ મુકત કરે.
નિઃસંદેહ આ સાત નદીઓ પાપથી બચાવવાવાળી છે.''

य इमां देवो मेखलामा बबन्ध यः
सेननाह य उ नो युयोज ।
यस्य देवस्य प्रशिषा चरामः स
स पारमिच्छात स उ नो वि मूश्चात् ॥१॥

अथर्व वेद कांड - ६ सूक्त - १३३ मंत्र - १

ભાવાર્થ : ''ગુરૂ શિષ્યને હાથમાં હસ્ત મેખલા (કાંકણ) બાંધે છે. અને તેને સત્કર્મ કરવાને માટે તૈયાર કરે છે. એવા ગુરુના આશીર્વાદ સાથે જ શિષ્ય વ્યવહાર કરે છે તે સંપૂર્ણ દુઃખોથી મુકત થાય છે. અને અંતે મુકિત પ્રાપ્ત કરે છે.''-૧

# મંત્ર બાવનમો

卐 વર કન્યાને આશીર્વાદ આપવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ગોર વાચા ॥ નર વાચા ॥ રૂદ્ર શકિત વાચા ॥ બ્રહ્મા વાચા ॥

વિષ્ણુ વાચા ॥ મહેશ્વર વાચા ॥ આદ્ય નારાયણની વાચા ॥ સત્ય વાચા ॥ દત્ત વાચા ॥ વેદ વાચા ॥ આદ્ય અંશ સતપંથની વાચા ॥ વેદ-અંશ પરિવારની વાચા ॥ નવખંડ પૃથ્વીની વાચા ॥ ચોવીસ મુલકની વાચા ॥ અષ્ટકુળ પર્વતની વાચા ॥ નવકુળ નાગની વાચા ॥ બાર કુળ મેઘની વાચા ॥ સાત સાહેરની વાચા ॥ નવસો નવ્વાણુ નદીઓની વાચા ॥ ચાર ખાણ ॥ ચાર વાણની વાચા ॥ ચાર વેદ ગ્રંથની વાચા ॥ નવ લાખ તારાની વાચા ॥ ચૌદ ભુવનના દેવલોકની વાચા ॥ અગ્નિ, તેજ, અન્ન દેવની વાચા ॥ ધંધુકાર કરણ કલ્પની વાચા ॥ જડ બંધન યુગની વાચા ॥ ઈંડ છેદનની વાચા ॥ સત્ય, દત્તની વાચા ॥ દયા-ક્ષમાની વાચા ॥ યતિ-સતિની વાચા ॥ સંતોષી રહેણીની વાચા ॥ અડસઠ તીરથની વાચા ॥ નવ-નાથ ચોર્યાસી સિધ્ધની વાચા ॥ અઠયાસી સહસ્ત્ર ઋષિઓની વાચા ॥ સંત-ભકતોની વાચા ॥

નવાણુ કરોડી ઝાંખાની વાચા ॥ છપ્પન કરોડી મેઘાની વાચા ॥ બત્રીસ કરોડી કિન્નરની વાચા ॥ પાંચ કરોડી પ્રહ્લાદની વાચા ॥ સાત કરોડી હરિશ્ચન્દ્રની વાચા ॥ નવ કરોડી યુધિષ્ઠિરની વાચા ॥ બાર કરોડી કમળા કુંવરની વાચા ॥ અનંત કરોડી દેવની વાચા ॥ સાત દેવદૂતની વાચા ॥ ચોસઠ જોગણીઓની વાચા ॥ હરિઅંશ

કુળ કાયમના અવતારની વાચા।। આદ્ય ઉનાદ, ૐ કારની વાચા એ ।। સતપંથ ધર્મનો ।। સદ્દગોરે કીધો વિસ્તાર ।। આદ્ય સતપંથની સ્થાપના કરી ।। વેદ વાયકે તો આવ્યા હરિ ।। સ્થાપના કરીને દેખાડયા ધર્મ ।। ઋષિવર જીવોનાં ઉતારવા કર્મ ।। પહેલાં સર્જ્યા વેદને વાણ ।। પછી સર્જી ચારે ખાણ ।। જે જીવ સતપંથે આવી મળિયા ।। તેના આવાગમનના ફેરા ટળ્યા ।। આજ્ઞા તમારી ।। સત્ય, દત્ત વાચા તમારી ।। પ્રાર્થના-વિનંતી સુણો અમારી ।।

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

**।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।**

**ॐ**

**यत् ते अत्रं भुवस्पत अक्षियति पृथिवीमनु ।**
**तस्य नस्त्वं भुवस्पते संप्रयचछ प्रजापते ।।४५।।**

अथर्व वेद कांड - १० सूक्त - ५ मंत्र - ४५

**ભાવાર્થ : "હે પૃથ્વીના સ્વામી ! જે તમારૂ અન્ન પૃથ્વી પર છે તે, હે પ્રજાપાલક ! તમે તેને અમને પ્રદાન કરો."-૪૫**

# મંત્ર ત્રેપનમો

**卐 કુભ કળશ ઉપરથી બ્રહ્મસ્વરૂપ**

**અક્ષત લેવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ. પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

આખે* જીવ રાખે ॥ તો જીવ તણો હોય ઉધ્ધાર ॥ સૃષ્ટિના સર્જનહાર ॥ જમડા રૂઠયા કયા કરે ॥ જીસકા બેલી કિરતાર ॥ કર્તા માનો ॥ કળશને નમો ॥ કળશને દીજે બહુમાન ॥ તેત્રીસ કરોડી દેવ આવીયા ॥ ધરે સ્વામીનું ધ્યાન ॥ સેવા કરે ॥ સફળ હોવે ॥ સ્વામી કરો કબુલ ॥ નર નારાયણ ભેટીયા ॥ હાજર સદ્દગોર નૂર ॥

જે જીવ નૂરે મળ્યા ॥ તેના આવાગમનના ફેરા ટળ્યા ॥ કાયા જમીન ॥ જીવ અમર ॥ અમરાપુર વાસ ॥ સદ્દગોર મળે તો દર્શન નિષ્કલંકી નારાયણનાં થાય ॥ તો અમરગોઠ અમરાપુરી જવાય ॥ અહીં કરણી કમાઈએ તો દર્શન સદ્દગોરનાં થાય ॥ ૐ નમો શ્રી નિષ્કલંકી નારાયણ ॥ જનાર્દનમ્ ॥ અલખ નિરંજન ॥ પિતાંબર

* આખે = અક્ષત, જુવારના દાણા

ॐ

॥ કેશવ ॥ માધવ ॥ દામોદર ॥ મધુસુદન ॥ ગરુડધ્વજ ॥ આદ્ય વિષ્ણુ નારાયણ દેવ ॥ ૐકાર મધ્યે સેવ ॥ છત્રીસ યુગ ચોર્યાસી ચોકડી તમ મધ્યે ॥ આદ્ય બુધ્ધ શ્રેષ્ઠ નામ જપાવ્યા ॥ આદ્ય-અંતના સ્વામી તમે છો.

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

यदस्मृति चकृम किं चिदग्न उपारिम चरणे जात वेदः ।
ततः पाहि त्वं नः प्रचेतः शुभे सखिभ्यो अमृतत्त्वमस्तु ॥१॥

अथर्व वेद कांड - ७ सूक्त - १०३मंत्र - १

**ભાવાર્થ :** યજ્ઞમાં પ્રભુને ઉદ્દેશીને આ ઉત્તમ પ્રાર્થના છે.
"હે પ્રભુ ! અમે જે આચરણ કરીએ છીએ તેમાં અમારી અણસમજને લીધે જે કંઈ અશુધ્ધિઓ, ક્ષતિઓ આવે તો તે અપરાધની ક્ષમા કરો. અને અમને શુભમાર્ગ દ્વારા અમૃતત્વની પ્રાપ્તિ થાય."-૧

पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया ।
पुनन्तु विश्वां भूतानि पवमानः पुनातु मा ॥१॥
पवमान पुनातु मा ऋत्वो दक्षाय जीवसे ।
अथो अरिष्टातातये ॥२॥

ॐ

उभाम्यां देव सवितः प्रवित्रेण सवेन च ।
अस्मान् पुनीहि चक्षसे ॥३॥

अथर्व वेद कांड - ६ सूक्त - १९ मंत्र - १ थी ३

**ભાવાર્થ :** "દિવ્યજનો મને શુધ્ધ કરે. મનનશીલ મનુષ્યો પોતાની બુધ્ધિથી મને પવિત્ર બનાવે. વિશ્વનાં સર્વ ભૂતો મને પવિત્ર બનાવે. અને પવિત્ર કરનાર દેવ પવિત્ર કરે."-૧

"કર્મ, બળ અને દીર્ઘાયુષ્યને માટે અને કલ્યાણના વિસ્તારને માટે પવિત્ર કરનારો દેવ મને પવિત્ર કરે."-૨

"હે ઉત્પાદક દેવ ! તમારાં દર્શન થવા માટે, પવિત્ર વિચાર અને યજ્ઞ આ બંનેથી અમને સર્વને પવિત્ર કર."-૩

# મંત્ર ચોપનમો

## 卐 ગતગંગા પર છાંટ નાખી નમસ્કાર કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર ॥ તે નિષ્કલંકી નારાયણ રૂપે ત્રાણ મુર્તના એક રૂપ ॥ આદ્ય પુરુષથી ૐ કાર ॥ તમે સૃષ્ટિના સર્જનહાર ॥ છેદી ઈંડ રચ્યો સંસાર ॥ ત્રાણ મૂર્તનો એક વિચાર ॥ સાતે સાગર એકાકાર ॥ ખગોળ ભૂગોળ ને સચરાચર ॥

સ્વર્ગ ॥ મૃત્યુ ॥ પાતાળ ॥ જળ ॥ સ્થળ ॥ પર્વત ને સમુદ્ર સાત ॥ જમીન ॥ સ્થાવર ॥ જંગમ ॥ ગામ ॥ સીમ ॥ વૈભવ ॥ નગરે ॥ નવખંડને ચોવીસ મુલકે ॥ એકવીસ બ્રહ્માંડે ॥ માયા વસુંધરા ॥ તમે રચી છે ॥ આસન ॥ સિંહાસન ॥ ઘાટ પાટે ॥ એક મુર્ત ત્રણ દેવ મળી ॥ કળશમાંહે કળા ધરી ॥ સ્વામી તમે અમીનૂરની છાંટ નાખો ॥ તમારા જીવોને તમારી શરણમાં રાખો ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

# ॐ

**इयं या परमेष्ठिनी वाग्देवी ब्रह्मसंशिता ।**
**ययैव ससृजे धोरं तयैव शान्तिरस्तु नः ॥३॥**

अथर्व वेद कांड - १९ सूक्त - ९ मंत्र - १ थी ३

**ભાવાર્થ : "પરમેષ્ઠી પ્રજાપતિએ પ્રેરીત કરેલી અને બ્રહ્માએ સંશિત-તીક્ષ્ણ કરેલી, આ યજ્ઞમાં વિનિયુકત દેવી વાણી છે. જે વાણીથી શત્રુને દૂર કરવા માટે ઘોર-આભિચારિક પ્રયોગ કરવામાં આવે છે. તે જ વાણીથી અમારે માટે શાંતિ રહો."-૩**

# મંત્ર પંચાવનમો

## 卐 સ્રીને છાંટ નાખી-લાઈ સુતક ઉતારવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

પ્રથમ આદ્ય નિરંજન ધંધુકાર ।। તમે સરજી મુર્ત ચાર ।। તમે સૃષ્ટિના સર્જનહાર ।। તમે કીધા વેદ વિસ્તાર ।। સ્વામી તમે ધર્યા અવતાર ।। અથર્વવેદમાં સચરાચર ।। ખાણી વાણી ને સર્જ્યા વેદ ।। તમે સર્જ્યા અમર ભેદ ।। અમર ભેદની અમર કાયા ।। આદ્ય અંતે નૂર નિપાયા ।। નૂરથી નિર્મળ જીવ નિપાયા ।। સુતક ટાળો ।। પાતક ટાળો ।। નૂરથી જીવના પિંડ પખાળો ।। સદ્‌ગુરૂ સ્વામી ।। છાંટ નાખો ।। છોત ઉતારો ।। પાપની પોઠ ઉતારો ।। દિવસ ચાર, સાત, અગિયાર ને ચાલીસ દિવસના ।। સુતક પાતક પ્રાયશ્ચિત ઉતારો ।। જરાજ ખાણીમાં મનુષ્ય અવતાર ।। તમે ઉતારો સેવકનો ભાર ।। પર અન્ન ।। પર જળ ।। દુનિયા તણો વ્યવહાર ।। તમે નૂરથી કરો ઉધ્ધાર ।। સુતક ટાળો ।। પાંચે પાતાક બાળો ।। સાચો જૂઠો, ભૂલ્યો ચૂક્યો ।। વાચા-વચને વેદ હીણો ઉણિયાચારી ।। અવગુણ પાતકેભર્યો ।। પાંચે પાતક દૂર કરો ।। વારો વાર લગી પાવન કરો ।। નૂરે કાંડી

જપાવો અજંપા જાપ ॥ તમે ઉતારો સેવકનાં પાપ ॥ ગત-ગંગામાં ॥ સકળ સંઘ મળે ॥ અનેક વર્ણને એક જ નાત ॥ નૂરથી પાતક દૂર કરો ॥ સદ્ગોર ઈમામશાહ મહારાજ તમે જીવોના તારણહાર ॥ તમે સેવકને આપો દર્શન ॥ એ..... સેવકને પાવન કરો ॥ એ ........ સેવકના અપરાધ ક્ષમા કરો ॥ જાંબુદ્વિપના ધણી ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

अयं सहस्त्रमा नो दशे कवीनां मतिर्ज्योतिर्विधर्मणि ॥१॥

ब्रध्नः समीर्चारुषसः समैरयन् ।

अरेपसः सचेतसः स्वसरे मन्युमत्तमाश्चिते गोः ॥१॥

अथर्व वेद कांड - ७ सूक्त - २२ मंत्र - १ थी २

**ભાવાર્થ : ''વિરુધ્ધ ગુણધર્મવાળા પદાર્થોમાં વ્યાપ્ત થનારો પરમાત્મા એક જ છે. તે જ્ઞાનીઓને ઉત્તમ માર્ગ હજારો રીતે બતાવે છે. અને તેમને ઉત્તમ બુધ્ધિ અને પ્રકાશ આપે છે.''-૧**

**''આ પરમાત્મા એક મહાન સુર્ય જ છે. તેનાં કિરણો અત્યંત નિર્મળ, ઉત્સાહ વધારનારાં, પ્રકાશ આપનારાં, અમારી ઈન્દ્રિયોને સંચાર કરવાનો માર્ગ બતાવનારાં છે. અર્થાત્ તેનાથી જ શકિત પ્રાપ્ત કરીને અમારી ઈન્દ્રિયો કાર્ય કરતી રહે છે.''-૨**

# મંત્ર છપ્પનમો

## 卐 પુરૂષને છાંટ નાંખી સુતક ઉતારવાનો મંત્ર છે. 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રીસતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

દેવ પાવન ॥ નૂર પાવન ॥ નિરંજન નારાયણ નામ પાવન પંચદેવ પાવન ॥ ચૌદ બ્રહ્માંડ પાવન ॥ સપ્ત ઋષિ પાવન ॥ બારકુળ મેઘ પાવન ॥ તમારાં નામ પાવન ॥ તમારાં ઠામ પાવન ॥ તમારા નામ નૂરને પ્રતાપે કરીને એ..... જીવ પાવન ॥ ધરતી આસમાન પાવન ॥ પવન પાણી પાવન ॥ ચંદ્ર-સૂર્ય પાવન ॥ તારા મંડળ પાવન ॥ ધ્રુવ મંડળ પાવન ॥ અષ્ટકુળ પાવન પર્વત ॥ નવ કુળ નાગ પાવન ॥ સાત સમુદ્ર પાવન ॥ નવસો નવાણુ નદીઓ પાવન ॥ તમારાં નામ-નૂરને પ્રતાપે કરીને સેવક પાવન ॥ નવ નાથ, ચોર્યાસી સિધ્ધ પાવન ॥ અઠયાસી સહસ્ત્ર ઋષિ પાવન ॥ એક લાખ એંસી હજાર સંત મહાત્મા પાવન ॥ હરિઅંશ કુળ કાયમના અવતાર પાવન ॥ અડસઠ તીર્થ પાવન ॥ નવાણુ કરોડી ઝાંખા પાવન ॥ છપ્પન કરોડી મેઘા પાવન ॥ બત્રીસ કરોડી કિન્નર પાવન ॥ તેત્રીસ કરોડી

દેવતા પાવન ॥ અનંત કરોડી દેવો પાવન ॥ તમારાં નૂરના પ્રતાપે કરીને સેવકો પાવન ॥ નૂરની છાંટે કરીને સેવકને કરો પાવન ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

ता अपः शिवा अपोयक्ष्मं करणीरपः ।

यथैव तुप्यते मयस्तास्त आ दत्त भेषजीः ॥५॥

अथर्व वेद कांड - १९ सूक्त - १ मंत्र - ५

**ભાવાર્થ : "હે યજમાનો ! તમે તે જળને શિવ-શુસકર બનાવો જે આપો દેવી (જળ-દેવી) જલો યક્ષ્ય ક્ષય રોગને દૂર કરનારાં છે. જે જલો (જળ) ભેખજ રોગને દૂર કરવાના ઉપચાર રૂપે ઉપયોગમાં લેવાય છે તે પ્રકારનાં શુધ્ધ જળ તમે ગ્રહણ કરો."-૫**

# મંત્ર સતાવનમો

**卐 ઋષિવરને મુખે (ચહેરા પર) છાંટ નાંખીને ચરણામૃત પીવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ

ૐ

નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

અથર્વવેદી કાયમ પાયા ॥ અજંપા જાપથી અમર કાયા ॥ આદ્ય અંતે દર્શન આપો ॥ ધર્મ સલામત રાખો ॥ વિશ્વાસ અખંડ રાખો ॥ સત્ય સબૂરી આપો ॥ કરોડ કરોડ અપરાધ કાપો ॥ ખોળે તે છૂટે ॥ ડરે તે તરે ॥ નૂર* નિષ્કલંકી નારાયણનું જે ઋષિવર પીએ ॥ તે જીવ બાર કરોડીની સોબતમાં મળે ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

ॐ

**शं ते आपो धन्वन्यारुः शं ते सन्त्वनूप्याडः ।**
**शं ते रवनित्रिमा आपः शं या : कुम्भेभिरामृताः ॥५॥**

अथर्व वेद कांड - १९ अनुवादक - १ सूक्त - २ मंत्र - २

**ભાવાર્થ : "ધન્વન્ મરૂ પ્રદેશમાં જળ તમારે માટે સુખકર હો. અનૂપ કચ્છ પ્રદેશમાં જળ તમારે માટે સુખકર હો. ખનિત્રિમ ભૂમિ ખોદીને કાઢેલા જળ સુખકર હો. કુંભ ઘડાઓથી આણેલાં જળ તમારે માટે સુખકર હો."-૨**

---

* નૂર = ચરણામૃત

ૐ

# મંત્ર અઠાવનમો

**卐 મુખી મહારાજને ચરણામૃત પીવાનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

તમે દેવ નિરંજન નિરાકાર ॥ તે નિષ્કલંકી નારાયણ દશમો અવતાર ॥ હે ઈશ્વર ! યુગો યુગના બ્રહ્માજી ॥ તમે નૂર પાવળની છાંટથી ॥ સપ્ત પાતાળ, એકવીસ બ્રહ્માંડના બાંધ્યા બંધ ॥ તે નૂર* પાવળેથી બાંધ્યા બંધ ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર ॥ કળશમાં કળા ધરી બેઠા, તે નૂર છાંટના બાંધ્યા બંધ ॥ સ્વામી તમે હરિઅંશના રાજા ॥ પરિદેવના ટોળ ॥ ૐ કારે અંશ અવતારની અજ્ઞાએ કરી બાંધ્યા બંધ ॥ પાતાળે દેવતા, જમીન, આસમાન, પવન, પાણી, ગુપ્ત, પ્રગટી ॥ કુળમાંહે ગોત્રમાંહે ॥ આણી વેળાએ ॥ જે કોઈ નૂરની વાસના કરે ॥ તે જીવની આસ પૂરો ॥ આદ્ય બ્રહ્માએ ઘટ-પાટ સ્થાપ્યા ॥ ચારે દિશાએ ફેરવી આશિષ ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં ॥ કર્તા મુર્ત સોઈ ॥

**સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ**

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

---

* નૂર = ચરણામૃત

ॐ

सहस्त्रबाहु: पुरुषः सहस्त्राक्षः सहस्त्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद दशाङगुलम् ॥५॥
अथर्व वेद कांड - १९ सूक्त - ६ मंत्र - १

**ભાવાર્થ :** "હજારો બાહુવાળો, હજારો આંખોવાળો, હજારો પગવાળો એક પુરૂષ છે. તે ભૂમિને ચારે ચરફથી ઘેરી લઈને, દશ આગળ વિશ્વને વ્યાપીને રહેલો છે."-૧

(સહસ્રો મનુષ્યોના બાહુ, આંખ, પગ, ઈત્યાદિ અવયવો જેના અવયવો છે. એવો માનવ સમાજ રૂપી વિરાટ પૃથ્વીમાં ચરે તરફ છે. સર્વ માનવોનાં સર્વ અવયવો તેનાં અવયવ છે. એવો તે આખા વિશ્વને ઘેરી રહેલો છે. પૃથ્વીની ચારે તરફ જે માનવ સમાજ છે તે મળીને એક પુરૂષ બનેલો છે.)

# મંત્ર ઓગણસાઈઠમો

卐 **કુંભ-કળશ ઉત્થાપન કરવાનો મંત્ર છે.** 卐

આદેશ-હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્રઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ૐકારે ॥ ૐ નમો શ્રીનિષ્કલંકી નારાયણ ॥ મન હેતે બાંધ્યા જળ રહે ॥ જળે બાંધ્યા કુંભ છે ॥ કુંભે બાંધ્યા જળ રહે અને જળ

વિના કુંભ ન હોય ॥ જ્ઞાને બાંધ્યાં મન જોએ ॥ ગુરુ વિના જ્ઞાન ન હોય ॥ આદ્ય કુંભ કળશની ઘડી ॥ ઉત્તમ જળ વડે ભરી ॥ તે આદ્ય કુંભ સદા ઉત્તમ ઉપન્યા ॥ તે કુંભની પૂજા પરિવર્તિતે હો સ્વામી ॥ તે સદ્‌ગોર દર્શન બુજંતે હો સ્વામી ॥ ૐ કારે આદ્ય ઉનાદે હરિ ॥ તે જીવો કારણે ભયે ગોર બ્રહ્મા ॥ તે મહા બલવંત દેવતા ॥ આજ કળિયુગમાં હરિ અલખ નિરંજન અવતાર પાત્ર ॥ તે નર ઉત્તમ ઉપન્યા હો સ્વામી ॥ જે માનંતે ॥ જે પૂજંતે તે લહેત્વમ્ ॥ મહેર મહેલમ્ ॥ અમર ભોજનમ્ ॥ અમરાપુર વાસમ્ ॥ જે નામાનંતે ॥ ના પૂજંતે ॥ તે જીવ જાવંતે ઘોર અંધારે ॥ તે જીવ ભવોભવ બુંડંતે હો સ્વામી ॥ એ છે સદ્‌ગોરની વાચા ॥

પહેલા કર્તા યુગમાં ચાર સ્વરૂપ ॥ શ્રીમત્સ્ય ॥ શ્રીકૂર્મ ॥ શ્રી વરાહ ॥ શ્રીનૃસિંહ ॥ બીજા ત્રેતાયુગમાં ત્રણ સ્વરૂપ ॥ શ્રી વામન ॥ શ્રીપરશુરામ ॥ શ્રીરામ ॥ ત્રીજા દ્વાપાર યુગમાં બે સ્વરૂપ ॥ શ્રી કૃષ્ણ ॥ શ્રીબુધ્ધ ॥ આજ કળિયુગમાં એક સ્વરૂપ ॥ શ્રીનિષ્કલંકી નારાયણ ॥ ઘટ-પાટ સ્થાપી ॥ ઋષિ ઉધ્ધાર્યા ॥ દૈત્ય ચાંપ્યા પાતાળ ॥

એણી* પાવળે સીધ્યા રાય પ્રહલાદ ॥ પાંચ કરોડી જીવોનાં તો સર્યાં કાજ ॥ એણી પાવળે સીધ્યા રાય હરિશ્ચન્દ્ર ॥ ગુરુને વચને મૂકયા રાજ ॥ સાત કરોડી જીવોનાં તો સર્યા કાજ ॥ એણી પાવળે સીધ્યા યુધિષ્ઠિર રાય ॥ પાંચ પાંડવે છોડયાં રાજ ॥ નવ કરોડી

* પાવળ = ચરણામૃત

જીવોનાં તો સર્યાં કાજ ॥ એણી પાવળે સીધ્યા સદ્‌ગુરૂ ॥ કાગળનાં કીધાં જહાજ ॥ બાર કરોડીનાં તો સર્યાં કાજ ॥ નીમે* જળ ॥નીમે સ્થળ ॥ નીમે બાંધી પાળ ॥ સદ્‌ગોર બેઠા જાંબુદ્વિપે, કુંવારીકા ક્ષેત્રે ॥ ઘટ-પાટ પખાળ્યા ॥ ઘટ-પાટ સ્થાપી ॥ ઋષિ ઉધ્ધાર્યા ॥ દૈત્ય ચાંપ્યા પાતાળ ॥ સ્વામી સાચા તમને નમસ્કાર ॥ યેહી પાવળકા યહી વિચાર ॥ સદ્‌ગોર કથંતે ॥ શ્રી સ્વામીજીની વાચા ॥

ગગન મંડળમાં* અમીરસ* હોય ત્યાં નિરંજનકા વાસા ॥
સુગરા હોય સો ભરભર પીએ, નુંગરા જાય પ્યાસા* ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

**ॐ**

**यानि नक्षत्राणि दिव्य अन्तरिक्षे अप्सु**
**भूमौ यानि नगेपु दिक्षु ।**
**प्रकल्पयंश्चन्द्रमा यान्येति सर्वाणि**
**ममैतानि शिवानी सन्तु ॥५॥**

अथर्व वेद कांड - १९ अनुं - १ सूक्त - ८ मंत्र - १

* નીમે=ટેક, અડગ નિશ્ચય.* ગગન મંડળ=દસમુ દ્વાર. * અમીરસ = નૂર, અમૃત. * પ્યાસા= તરસ્યા.

**ભાવાર્થ :** "દ્યુલોક, અંતરિક્ષલોક, આપો દેવીના લોક, પૃથ્વી લોક, નાગપર્વતો અને દિશાઓમાં જે જે નક્ષત્રો જોવાને મળે છે. તેમજ ચંદ્રમા એ જે નક્ષત્રોને પ્રેરણા આપી છે તે બધાં નક્ષત્રો મારે માટે શિવ-કલ્યાણ કરનારાં બની રહો."-૧

# મંત્ર સાઈઠમો

## 卐 પાટ ઉત્થાપન કરવાનો મંત્ર છે. 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સાચા સ્વામી તમે ॥ પવિત્ર તમે ॥ આદ્ય તમે ॥ અંત તમે ॥ પ્રગટ તમે ॥ ગુપ્ત તમે ॥ દાતાર તમે ॥ ઈશ્વર તમે ॥ કાયમ તમે ॥ કિરતાર તમે ॥ માલિક તમે ॥ દયામય તમે ॥ તમે કરો તે થાય ॥ તમારે મંદિર-દ્વારે જે કોઈ આવે ॥ સકળ સંઘને ભાવે ॥ તેના અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધથી બચાવજો ॥ પાંચ સાત, નવ, બાર, તેત્રીસ કરોડીના મેળા આપો ॥ લાખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ સકળ સંઘને દર્શન આપો ॥ સેવક ક્ષુધાર્થી, પેટાર્થી છે ॥ અમારા સર્વ અપરાધ ક્ષમા કરો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ॐ

धाता दतातु दाशुषे प्राचीं जीवातुमक्षिताम् ।
वयं देवस्य धीमहि सुमतिं विश्वराधसः ॥२॥

अथर्व वेद कांड - ७ अनु - २ सूक्त - १ मंत्र - २

**ભાવાર્થ :** ''સર્વના ધારક દેવ સવિતા હવિષ્ય આપનાર અમને સુમતિ આપો, જે અમારી તરફ રુચિ ધરાવે અને અમારાં જીવન સુધારે. અમે યજમાન વિશ્વ-રાધસ-વિશેષ ધન આપનાર તે સવિતા દેવની સુમતિના ધ્યાન ધરીએ છીએ, જેથી તે પ્રાપ્ત થાય.''-૨

इममोदन नि दधे ब्राह्मणेषु विष्टारिणं लोकजितं स्वर्गम् ।
समेमा क्षेष्ट स्वधया पिन्वमानो
विश्वस्मा धेनुकाम दुधो मे अस्तु ॥८॥

अथर्व वेद कांड - ४ सूक्त - ३४ मंत्र - ८

# મંત્ર એકસઠમો

卐 **ભોજન તથા પ્રસાદ જમવાનો મંત્ર છે.** 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રીસત્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી ! તમે સૃષ્ટિના સર્જનહાર ॥ થાળ મહેમાની ॥ તમારે ભાવે સુભાવે ॥ તમારે નિમિત્તે ॥ તમારે ભોજન સ્થળે ॥ કબૂલ કરો ॥ અન્ન પાણીના આહાર ॥ પાન ફુલના ભોકતા ॥ સકળ સંઘ ઉપર દયાની દ્રષ્ટિ કરો ॥ તમારું તેજ પ્રગટ કરો ॥ સેવક પર દયાની દ્રષ્ટિ કરો ॥ અનંત જીવ તપ કરી આવ્યા ॥ એમ દેવ વેદ વાયકે ભાખંતે ॥ સદ્‌ગોરે હેત કર્યા તે ચતુર વેદી બ્રહ્મા ॥ સ્વામી હક દાણા ॥ સેવાએ આણ્યા ॥ જાકા દાણા હકક ઉદ્યમ કર કમાના ॥ સત્યસું લાના ॥ પ્રેમસું પકાના ॥ સંન્યાસી ગ્રાસ દાણા ॥ બ્રહ્માર્પણ કરકે ખાના ॥ સ્વામી તુમકો પહુંચાયા ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

**धाता विश्वा वार्या द धातु प्रजाकामाय दाशुषे दुरोणे ।**
**तस्मै देवा अृमतं संव्ययन्तु विश्वे दवो अदितिः सजोषा ॥३॥**

अथर्व वेद कांड - ७ अनुं - २ सूक्त - १ मंत्र - ३

**ભાવાર્થ :** "વિશ્વના ધારક દેવ સવિતા પ્રજાની કામના રાખનાર અને હવિષ્ય-આપનાર યજમાનને ઘરમાં સઘળાં ફળ આપો. તેમજ પરસ્પર પ્રીતિ ધરાવતા દેવો વિશ્વદેવો અને દેવ માતા અદિતિ તે યજમાનને અમૃત ફળ આપો."-૩

ॐ ॐ

अप्सु ते जन्म दिवि ते सधस्थं समुद्रे अन्तर्महिमा ते पृथिव्याम् ।
शुनो दिवयस्य यन्महस्तेना ते हविषा विधेम ॥३॥

अथर्व वेद कांड - ६ सूक्त - ८० मंत्र - ३

**ભાવાર્થ :** "પ્રકૃતિની પ્રારંભિક જળમય અવસ્થાથી જ સૂર્યની ઉત્પત્તિ થઇ છે, તે ઘુલોકમાં રહે છે. પૃથ્વી અને સમુદ્રમાં તેનું મહત્વ પ્રગટ થાય છે. આ સૂર્યની જે શકિત મારામાં છે તે પરમેશ્વરની પૂજા માટે હું સમર્પિત કરું છું."-૩ (સૂર્યાદિ દેવોના અંશ મનુષ્યમાં છે, તેઓની શકિતથી મનુષ્ય સામર્થ્યવાન બન્યો છે. તેથી મનુષ્ય માટે એ યોગ્ય છે કે તે ઉકત શકિતઓનું જગતની ભલાઈ માટે સમર્પણ કરીને તે સમર્પણ દ્વારા પરમેશ્વરની પૂજા કરે.)

# મંત્ર બાસઠમો

卐 **ભોજન તથા પ્રસાદ જમ્યા બાદ બોલવાનો મંત્ર છે.** 卐

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રીસત્ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

એક ઘણુ દાન ॥ સહસ્ત્ર ગણુ પુણ્ય ॥ દેહસ્ત્ર દુનિયાને એ સહસ્ત્ર આખર ॥ હર હંમેશ સેવકની રક્ષા કરો ॥ વિશ્વાસ અખંડ રાખો ॥ ધર્મને માર્ગે રાખો ॥ સ્વામી સહાય કરો ॥ જે ભંડારથી પ્રસાદ આવે તે ભંડાર ભરપૂર કરો ॥

ૐ ૐ

સ્વામી તમારો પ્રસાદ ॥ તમે આપ્યો ॥ સેવક જમ્યો ॥ પ્રકાશ થયો ॥ સ્વામી તમોને પહોંચાયો ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

पूषेमा आशा अनुवेद सर्वाः सो ।
अस्माँ अभयतमेन नेषत् ।
स्वास्तिदा आधृणिः सर्वन्रो
प्रयुच्छन पुर एतु प्रजानन् ॥२॥

अथर्व वेद कांड - ७ सूक्त - ९ मंत्र - २

ભાવાર્થ : **"તે પોષણ કર્તા દેવ સર્વનું પોષણ કરે છે. અને સર્વને યથાવત્ જાણે છે. તે જ અમને નિર્ભયતાના માર્ગ પર સારી રીતે અને સુરક્ષિતપણે લઈ જાય છે. તે અમારું કલ્યાણ કરનારો, સર્વને તેજ દેનારો, સર્વમાં વીર-વૃત્તિ ઉત્પન્ન કરનારો, સર્વની ઉન્નતિનો માર્ગ જાણવાવાળો અને કદી પ્રમાદ ન કરનારો છે. તે અમારા સર્વનો માર્ગદર્શક બને. અર્થાત્ અમે સર્વ તેને અમારો માર્ગદર્શક માનીએ."-૨**

ૐ ૐ

# મંત્ર તેસઠમો

**卐 કુંભ કળશ વારીયજ્ઞ મહાપૂજા સમાપ્તિ બાદ ગતગંગા વિસર્જનનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રીસતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

સ્વામી ! તમે વાટે ઘાટે મુશ્કેલ આસન કરો ।। વિઘ્ન દૂર કરો ।। શયતાન તોફાન દુર કરો ।। વાડી તમારી હરીભરી રાખો ।। આછી-પાતળી કમાઈમાં લાભ આપો ।। જગત-વ્યવહારમાં લજ્જા આબરૂ રાખો ।। તમારે નીમે-ધર્મે ।। તમારી દશાંશ સુક્રીતે ।। તમારી ક્રિયા આચારે ।। તમારી ગત ગંગા ઉપર મહેરબાની રાખો ।। જાંબુદ્વિપના ધણી ।। તમે ઉપન્યા ઉંચ સ્થાન ।। સપ્તદ્વિપને ભરતખંડે કીધાં મુકામ ।। જેણે ગુર્જર ખંડમાં કીધાં ઠામ ।। જે આવી વસ્યા ગીરમથા ગામ ।। ત્યાં વસાવ્યું ચતુર્થ યુગનું, પ્રેરણાપીઠ ધામ ।। તેનું બ્રહ્મા પાત્ર ઈન્દ્ર ઈમામશાહ નામ ।। જે કરશે અનંત કરોડી જીવોનાં કામ ।। તે આદ્ય વિષ્ણુ નિરંજન નારાયણ ।। તમે સેવકની મુશ્કેલ આસાન કરો ।। લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ।। તેત્રીસ કરોડીના મેળા આપો ।।

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

**।। ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ।।**

ૐ ૐ

ॐ

अभि त्यं देवं सवितारमोण्योः कविक्रतुम् ।
अर्चामि सत्यसवं रत्नधामभि प्रियं मतिम् ॥३॥

अथर्व वेद कांड - ७ सूक्त - १४ मंत्र - १

**ભાવાર્થ :** "સંપૂર્ણ જગતનું રક્ષણ કરનારા, સર્વના ઉત્પાદક, જ્ઞાની, જગતકર્તા સત્યના પ્રેરક, રમણીય પદાર્થોના ધારણ કર્તા, સર્વને પ્રિય જેનું ધ્યાન સર્વ મનુષ્યોએ કરવું જોઈએ. એવા સવિતા દેવની હું ઉપાસના કરૂ છું."

# મંત્ર ચોસઠમો

**卐 ઉગતા સૂર્ય નારાયણને સામે ઉભા રહીને નમસ્કાર કરવાનો મંત્ર છે. 卐**

ॐ भूर्भुवः स्वः तत्सिवतुवरिण्यम् भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात ॥

આદેશ = હરી ॐ

ॐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ॐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

ઊગતા સૂરજ ॥ આથમતા ભાણ ॥ નર બીજ તે શ્રી નિષ્કલંકી નારાયણ નામ ॥ તમે સત્યના પ્રેરક-ધારક રક્ષણહાર ॥

પડંતે ગોર ગાયંત્રી ॥ જપે તપે બિંબ ઉપાયા ॥ તબ હે ! સૂર્ય દેવતા તમારા ચરણે અમે આયા ॥ સ્વામી ! તમે નિરંજન નિરાકાર ॥ ધર્મ કારણે લીધા અવતાર ॥ એટલી પ્રાર્થના નિત્ય કરે તે નરકે ન જાય ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥

ૐ

दिक्षु चन्द्राय समनमन्त्स अर्ध्नोत ।
यथा दिक्षु चन्द्राय समनमन्नेवा
महयं संनमः सं नमस्तु ॥७॥

अथर्व वेद कांड - ४ सूक्त - ३९ मंत्र - ७

**ભાવાર્થ : "દિશાઓમાં ચંદ્રમાનું સન્માન થાય છે કારણ કે તેનાથી શાંતિ વધે છે. જે શાંતિના કારણે ચન્દ્રમાની પ્રશંસા બધી દિશાઓમાં થાય છે, તે જ શાંતિના કારણે મારું પણ સન્માન થાય."-૭**

# મંત્ર પાંચસઠમો

**卐 સુદ બીજના ચંદ્ર-દર્શનનો મંત્ર છે. 卐**

આદેશ = હરી ૐ

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સતગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે...

દયા, ક્ષમા, શાંતિના વર દાતાર ॥
હું છું અરજ કરનાર સેવક ॥
આજ હો ચંદ્રમા ગુરુ ॥
તમે સતિયાંનાં સત્ રાખજો ॥
અમારા કરગર્યા કાને ધરો ॥ સમર્યા સહાય કરો ॥
કર્યા અપરાધ ક્ષમા કરો ॥
બીજા અપરાધ ના કરાવશો ॥
ઝાંખા, મેધા, કિન્નર ॥
તેત્રીસ કરોડી દેવોના મેળા આપો ॥
અનંત કરોડી દેવોની સોબતમાં રાખો ॥
લખ ચોર્યાસીના ફેરા ટાળો ॥

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

**॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥**

## સંગઠન મહાયજ્ઞ

**सं सं स्त्रावन्तु सिन्धवः स वाता सं पतत्रिणः ।**
**इम यक्षं प्रदिवा मे जुषन्तां संस्त्राव्येण हविषा जुहोमि ॥१॥**

ભાવાર્થ : જે પ્રકારે સેંકડો અને હજારો નાના પ્રવાહો ભેગા મળી, ભેદભાવ છોડી, એક રૂપ બની, એક દિશામાં વહે છે ત્યારે નદિ બને છે. ઘણી નદીઓ ભેગા મળતાં મહાનદી બને છે. તેના ધસમસતા પ્રચંડ પ્રવાહમાં મહાન શકિત પ્રગટ થાય છે.

- જે પ્રકારે સંગઠિત વાયુ વેગથી વહે છે ત્યારે પ્રચંડ શકિતનાં દર્શન થાય છે.

- જે પ્રકારે સેંકડો અને હજારો નાનાં પક્ષીઓ સંગઠિત થઈને ઉડે છે ત્યારે તેને કોઈનો ડર રહેતો નથી.

- તેજ પ્રકારે, ઉત્તમ જ્ઞાની મનુષ્યોએ યજ્ઞ દ્વારા સમાજનું સંગઠન કરવું જોઈએ.

इहैव हवमा यात म इह संस्त्रवाणा उतेमं वर्धयता गिरः ।
इहैतु सर्वो यः पशुरस्मिन् तिष्ठतु या रयिः ॥१॥

अथर्व वेद कांड - १ सूक्त - १५ मंत्र - १, २

ભાવાર્થ : સર્વે જનો અહીં યજ્ઞમાં (એક મન, એક સંકલ્પથી ) આવો, અને હે, સંગઠન કરનારા જ્ઞાનીજનો ! ઐકય-ભાવ વધારનારી તમારી ઉત્તમ વાણીથી, આ સંગઠન મહાયજ્ઞનો પ્રસાર કરો કે જેથી મનુષ્યમાં રહેલો પશુભાવ દૂર થાય અને મનુષ્યત્વનો ભાવ વધે, તેમજ મનુષ્યમાં ધર્મયુકત સંપત્તિનું રક્ષણ થાય.

# મંત્ર છાસઠમો

## 卐 મંત્ર : દશાવતારી હરિઅંશ ગાયત્રી મોટી 卐

આદેશ = હરી ૐ

ॐ भूर्भुवः स्वः तत्सिवतुवरिण्यम् भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात ॥

પ્રથમ પરમેશ્વરા, પ્રવાદે જળ સાગરા, સેવાને કારણે હેત

રચંતે, ધરતી ઉપર પાએ ન દેતવા, સદા સર્વે પ્રલયે ગતમ્, પ્રથમ નિલ વાર્ણ તે ધંધુકાર, ત્યારે સ્વામી આદ્ય નિરંજન નિરાકાર; ત્યાં ક્વન ચેન પરિવર્તતે, દબ દેહિ તે આદ્ય પુરુષ નારાયણ, આપ મને ધ્યાન કર્તવ્યમ્ હો સ્વામીજી !

તદા નૂર નિર્વાણ આપ હસ્તકે, તદા નિરંજન તે નિરાકાર, તહાં નિલવાર્ણ તે ધંધુકાર, ત્યારે નહી અહું, નહી ઉનાદ, નહી સાદ, નહી શબ્દ, નહિ ઓમકાર(ૐ), નહીઉત્પત, નહી રહે વત, નહીરચના, નહી પવન, નહી પાણી, નહીખાણી, નહીવાણી, નહીવેદ, નહીભેદ, નહિજળ, નહીકમળ, નહીહમળ, નહીવમળ, નહીપર્વત, નહીપાષાણ, નહીનદીયો, નહીનવાણ, નહીસમુદ્ર, નહીસાગર, નહીગિરીવર, નહીકૈલાશ, નહીમેરુ, નહીમેખલા, નહીસ્વર્ગ, નહીનરક, નહીમૃત્યુ, નહીપાતાળ, નહીધરતી, નહીઆકાશ, નહીમેઘન, નહીચંદ્ર, નહીસુર્ય, નહીતારા, નહીધ્રુવ, નહીમેઘ, નહીમંડળ, નહીરેહણી, નહીદિવસ, નહીસુન, નહીપોકાર, નહીજરણ, નહીમરણ, નહીસૃષ્ટિ, નહીસંયોગ, નહીભાવ, નહીભયંકાર, નહીરૂપ, નહીરેખા, નહીરાગ, નહીભાષા, નહીદમ, નહીકદમ, નહીધર્મ, નહીધર્મકાર, નહીરીત, નહીકરીત, નહીયોગ, નહીયુકિત, નહીશકિત, નહીભકિત, નહીમોહ, નહીમાયા, નહીકામ, નહીકાયા, ત્યારે ભાવ ભેદ કાંઇ નહોતા, તદા આદ્ય નિરંજનને કઇ પેરે સૃષ્ટિ નિપાઇ ! હો સ્વામીજી !

પ્રથમ નિલવર્ણ ધંધુકાર, ધંધુકાર મધ્યે ॐ (ઓમકાર), ॐ (ઓમકાર) થી હેત ધરિયા, હેતથી નીર ઝરીયા, નીરથી ખીર કરીયા, ખીરથી ફીણ ઉપાયા, ફીણમાંહેથી ઈંડ નીપાયા, ઈંડ થકી રચંતે સર્વ રચના, ઈંડ છેદીને ત્રણ ભુવન સૃજ્યા હો સ્વામીજી.

પ્રથમ જમીનની જડ બાંધતાં, યુગ પાંચ, પાંચ યુગ તો પિયાલ થોભંતા, પાંચ યુગ તો ગઢ મેરૂ ઊઠંતા, પાંચ યુગ તો બ્રહ્માંડ જડંતા, આઠ યુગ તો ગીતા ગાયત્રી ઓચરંતા, નવ યુગ તો નીર નવાણ ભરંતા, બાર યુગ તો રૂંઢમાળા-ફેરવતાં, વીસ યુગ તો વિભુ વનસ્પતિ વસંતા, ત્રણ યુગ તો ત્રિભુવન ત્રિશૂળ ધરંતા, એક યુગ તો ॐ (ઓમકાર) બોલી ભણંતા, એવા તોતેર યુગ તો વહી ગયા સ્વામીજીને અટકળ કરંતાં,

તદા અગમ અગોચર સદ્‌ગોર બ્રહ્મા, નર નારાયણ, દેવ મહેશ્વર, એ ત્રણે દેવની જે કોઈ પૂજા કરે તેના આવાગમનના ફેરા ટળે,

તદા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય, સત્ય ઉપર દત્ત, દત્ત ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેષનાગ, શેષનાગની ફેણ ઉપર ધબળા ધોરી, ધબળા ધોરીના શીંગ ઉપર રાઈ, એટલા ઉપર યત્ન કરી સ્વામીજી એ સૃષ્ટિ નિપાઈ.

જે કરણ કલફના અવતાર પાત્ર સુણો ઋષિવર ભાઇ ! જયાં થકી સ્વામીએ રૂપ ધર્યાં, તે રૂપને ઓળખીને આજ કરો કમાઇ.

પ્રથમ નામતો નીલ, અનીલ, સુન, સાન્, નાન, જ્ઞાન, મયાન, નૂર, તેજ, જળ, કમળ, કદમ, આધબુધ્ધ નાદ બુધ્ધ, જગતત્વ, પ્રેમતત્વ, પ્રેમતત્વથી, આદ્ય પુરુષ, આદ્ય પુરુષથી ૐ (ઓમકાર), ૐ (ઓમકાર) થી ચારે વેદ પ્રકાશ, આદ્ય પુરુષથી નાભિચક્ર, નાભિ ચક્રથી ભયે સત્ગોર બ્રહ્મા, સતગોર બ્રહ્માથી સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ, જે ચાર કલફના અવતાર પાત્ર સાંભળો ઋષિવરો ! જયાં થકી ગોર નરે અવતાર લીધા તે અવતારને ઓળખીને આજ કરો કમાઈ.

પ્રથમ નામ તો ૐ (ઓમ) ।। ઉનાદ ।। અવીગત્ય ।। અહેદ ।। હવ ।। કવ ।। તત્વ ।। ધર્મ ।। તેજ ।। કેવળીક ।। નાદ ।। ઓત્રા ।। હરિતખ્ત ।। પ્રુરવા ।। અતિત્વંશી ।। પ્રેમ ઋષિ ।। પ્રેમ ઋષિના અંશ તો શ્રીમચ્છ ભગવાન ।।

શ્રી મચ્છ ભગવાનની માતા તો શંખવતી, પિતા તો પરમઋષિ, શકિત તો દેવી ચંદ્રિકા, ગોર તો માનધાતા, દૈત્ય દાનવ તો શંખાસુર સ્થાન તો હંસપુર, ક્ષેત્ર તો દ્વારામતી, ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તંતે, ઓચરંતે ગાયત્રી, સાત વાર સતાવીસ નક્ષત્ર, પંદર તિથિ બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય

મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી ! ઋષિઓને સ્થાપી, શંખાસુરને સંહારી, સાતે પાતાળના રાજઓને વચન આપી, સદ્‌ગોર બ્રહ્માના વેદ વાળી, સવાક્રોડી સહ રૂખમાંગત્ ભકતને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિ શું લાએ, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય, નમો નમો પરબ્રહ્મ નારાયણના નામને, જે રૂપે સતગોર બ્રહ્મા, નર નારાયણ હોય તે રૂપને ધાઈએ. ॥

અવતાર પહેલો શ્રી મચ્છ, ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે. **અવતાર પહેલો સંપૂર્ણ**

શ્રી મચ્છ ના મનાઈત ॥ ઉગ્રસેન ॥ અજુવંત ॥ બ્રહસ્પત ॥ અશોમિત્ર ॥ પ્રીકમ ઋષિ ॥ અંશ તો શ્રીકૂર્મ ભગવાન ॥

શ્રી કૂર્મ ભગવાનની માતા તો કમળાવતી, પિતા તો પ્રીકમ ઋષિ, શકિત તો દેવી બેચરા, ગોર તો ઐકાઅંકી દૈત્ય દાનવતો મધુ કૈટક, સ્થાન તો મહાપુર, ક્ષેત્ર તો માનસરોવર, ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તંતે, ઓચરંતે ગાયત્રી સાત વાર સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિને બાર કરણ, નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા, આવ્યા સ્વામી ! ઋષિયોને સ્થાપી, મધુકૈટક દાનવને સંહારી, ચૌદ રત્નને વાળી,સવા ક્રોડી સહ

રાજા અમરિષ ભકતને ઓધારી,તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો પરબ્રહ્મ નારાયણના નામ ને, જેણે રૂપે સતગોર બ્રહ્મા, નર નારાયણ હોય તે રૂપને ધાઈએ ॥

અવતાર બીજો શ્રી કૂર્મ, ચાર લાખ ને બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે. **અવતાર બીજો સંપૂર્ણ**

શ્રી કૂર્મના વસરત ॥ દકાઈત ॥ કાત્યાયન ॥ પરજાઈત્ ॥ દાઢમ ઋષિ ॥ અંશ તો શ્રી વરાહ ભગવાન ॥

શ્રી વરાહ ભગવાનની માતા તો પદ્માવતી, પિતા તો દાઢમ ઋષિ, શકિત તો દેવી સોમૈયા, ગોર તો અંકેશ્વર, દૈત્ય દાનવતો મયુરધ્વજ સ્થાન તો માયાપુર (મહિકાપુર) ક્ષેત્ર તો ભૈકાસુર. ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તંતે, ઓચરંતે ગાયત્રી, સાત વાર સતાવીસ નક્ષત્ર, પંદર તિથિ ને બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા. સ્વામી ! ઋષિઓને સ્થાપી મયુરધ્વજ દૈત્યને સંહારી સવાક્રોડીસહ રાજા ધ્રુવ ભકતને ઓધારી, તમે ભલે અવતર્યા, યુગે યુગે દેવ મોરારી. જે કોઈ ચિત્ત હરિશું લાયે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો પરબ્રહ્મ નારાયણના નામને, જે રૂપે સતગોર પાત્ર બ્રહ્મા

